श्रीश्रेयस्साधकअधिकारीवर्गग्रंथावलि-ग्रंथांक ९६.
સંવત ૧૯૭૭ ના આષાઢી પૂર્ણિમાના ૧૨૦ મા મહોત્સવનિમિત્ત-

# श्री सदुपदेश श्रेणी.

## ४९ मो सदुपदेश.

—વિષયાનુક્રમણિકા—



—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी

જેઠાલાલ દેવશંકર દવે.

—અમદાવાદ—



શ્રી આત્મોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.

સંવત ૧૯૭૭. આવૃત્તિ ૧ લી. ઈ. સ. ૧૯૨૧.

મૂલ્ય: ૦-૮-૦.

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૭ ના આષાઢ શુકલ પૂર્ણિમાનો વડોદરામાં શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૧૨૦ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો. તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

આષાઢ શુકલ પૂર્ણિમા,
મંગળવાર તા. ૧૯: ૭: ૨૧
વડોદરા

શ્રીશ્રેયस्साधकअधिकारिवर्ग.

॥ ॐ श्री ॥

# श्री सदुपदेशश्रेणी.

## पंचचत्वारिंशत्तम सदुपदेश.

## श्रेयस्साधकोनी शंकानां समाधान.

### તીવ્ર ઇચ્છા તથા ઇચ્છાનો ત્યાગ.

જે વસ્તુની પ્રાપ્તિ અભીષ્ટ હોય તે વસ્તુની પ્રાપ્તિમાટે તીવ્રેચ્છા એ સાધન છે એવું ઘણીવાર પ્રતિપાદન કરવામાં આવે છે. " તીવ્રેચ્છા સુખસાધન " એ એક પદ્યનું અમૂલ્ય વચન છે. તેમ જ વિવિધ ગ્રંથોમાં એવું સૂચવવામાં આવ્યું છે કે તમારે જે જોઇતું હોય તે તમારા આત્મામાં અભિમુખ થઇ માગી લેવું. આત્મામાં સંયમ કરવાથી અને તે વસ્તુ તમને પ્રાપ્ત થાય છે એમ તીવ્ર ભાવના કરવાથી તે તે વસ્તુ અવશ્ય પ્રાપ્ત થઈ રહે છે. આ સિદ્ધાન્ત વારંવાર વાચકવર્ગને સૂચવવામાં આવ્યો છે.

આ સાથે નિષ્કામ પ્રવૃત્તિ કરવી, ઇચ્છાનો ત્યાગ એ સુખનું સાધન છે, **निराशः सुखी पिंगलावत्** આશાનો ત્યાગ કરવાથી પિંગલાની માફક સુખી થવાય છે, સર્વાશાપરિત્યાગ એ જ શ્રેયસનું સાધન છે, એ આદિ શાસ્ત્રીય સિદ્ધાન્ત પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તેમ જ લોકપ્રસિદ્ધિ પણ છે કે જે માગે તે આઘે અને જે ત્યાગે તે આગે. તેથી એ પ્રસિદ્ધિ એ સૂચવે છે કે જે વસ્તુની આગ્રહપૂર્વક ઇચ્છા કરવામાં આવે છે તે વસ્તુ દૂર ને દૂર જતી જાય છે અને જે વસ્તુનો ત્યાગ કરવામાં આવે છે તે આવીને પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે ઉભય પ્રકારનાં વચનો તથા સિદ્ધાન્તો જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે, તેથી એ બંનેમાં શું રહસ્ય રહ્યું છે તે નહિ

કળી શકવાથી ઘણાને મોહ થાય છે કે આ વિરોધી પ્રકારમાં શું કરવું. આવી સ્થિતિમાં જ એક સજ્જન પૂછાવે છે કે આ બે વિરોધી વાત છે તો મારે શું કરવું? બેમાંથી કયો સિદ્ધાન્ત સત્ય માનવો?

આ શંકા આ એક સજ્જનને જ થઇ છે તેમ નથી. તેમ હોત તો એનું ઉત્તર તેને ખાનગી જ લખવું બસ હતું. પણ એ વિષયનું વારંવાર પ્રતિપાદન થયા છતાં તેનાપ્રતિ અલક્ષ થવાથી અથવા તેમાં રહેલા ભેદને વૃત્તિએ ગ્રહણ નહિ કરેલો હોવાથી આ શંકા ઘણાને થતી જણાય છે અને તેટલા જ કારણથી અત્ર આ બે સિદ્ધાન્તના રહસ્યને પ્રસિદ્ધપણે જણાવવાનું યોગ્ય ધાર્યું છે.

આ બંને સિદ્ધાન્ત સત્ય છે એ પ્રથમ લક્ષમાં રાખવાનું છે. ત્યાં જે માગે તે આઘે અને જે ત્યાગે તે આગે એ સિદ્ધાન્તની સત્યતા આપણે વિવિધ સ્થળે જોઇએ છીએ. એ સિદ્ધાન્ત એ સૂચવે છે કે કોઈ વસ્તુની પણ આતુર ઇચ્છા નહિ ધરવી; આતુર ઇચ્છા ધરવી એ, એ વસ્તુને દૂર લઇ જનાર છે. એક મનુષ્ય આરોગ્યની પ્રાપ્તિની આતુર ઇચ્છા રાખે છે અને તે પ્રાપ્તિ કરાવનાર વ્યાયામ અને વ્યાયામ આપનાર ટેનિસ, ક્રીકેટ આદિ રમતો છે અથવા ખુલ્લી સ્વચ્છ હવામાં ફરવા જવું, દીર્ઘશ્વાસ લેવા ઇત્યાદિ નિશ્ચય કરે છે. હવે વ્યાયામ કરતી વખતે જો એ આરોગ્યની આતુર ઇચ્છાને વશ થાય તો એ ઇચ્છારૂપ વિક્ષેપક હેતુને લીધે એની વૃત્તિ વ્યાયામક્રિયામાં રસપૂર્વક પ્રવેશતી જ નથી. એના હસ્તપાદાદિ અવયવો તે તે ક્રિયામાં જોડાય છે પણ આરોગ્યની ઇચ્છાને વશ થયેલું એનું મન તેમાં સ્થિત થતું નથી. આનો પરિણામ એ આવે છે કે એનાથી વ્યાયામની સિદ્ધિ જ કરાતી નથી. વળી વ્યાયામમાં નિષ્ણાત પુરુષો જણાવે છે કે જે જે અંગકસરત કરવામાં આવે તે કસરતમાં જ જો મન સ્થિર રહી શકે છે તો જ તે કસરતથી તેના સ્નાયુઆદિ દૃઢ થાય છે, અને મન જો તે કસરતમાં રહેતું નથી તો તેને એ ફલની સિદ્ધિ થતી નથી. તેથી એ નિયમપ્રમાણે પણ આરોગ્યમાં ભ્રમતું મન વ્યાયામની ક્રિયામાં સ્થિર નહિ થવાથી એ મનુષ્યને વ્યાયામ કર્યા છતાં પણ આરોગ્યની પ્રાપ્તિ થતી નથી. ટેનિસ વગેરે રમત રમનાર જો એ રમતના સમયે તેમાં બરાબર ચિત્તને સ્થાપતો નથી તો એનાથી એ રમત રમી જ શકાતી નથી, એ રમતમાં એ પ્રવીણ થઇ શકતો નથી, એ રમત શીખી પણ શકતો

નથી અને તેથી અલ્પ સમયમાં જ એ રમતને છોડી દેવાનો યોગ આવે છે. બહાર ફરવા જનારને પણ મન ગમે તે આતુર ઇચ્છાથી વિક્ષિપ્ત હોય છે તો કુદરતના દેખાવોપ્રતિ અલક્ષ થાય છે, તેનાથી આનંદ થતો નથી અને ફરવામાં ક્રમે કરીને એની રસવૃત્તિ જતી રહે છે અને તેથી એ સાધન એને આરોગ્ય આપનાર થઈ રહેતું નથી.

વિદ્યાર્થી પરીક્ષામાં અમુક અમુક ગ્રંથનો અભ્યાસ નિર્ણીત થયો છે તેથી પરીક્ષા પાસ કરવા માટે તે તે ગ્રંથનું અધ્યયન કરવા આરંભે છે. એ અધ્યયન કરતી વખતે જો એનું મન પરીક્ષામાં પાસ થવામાં જ આતુર વેગથી લાગુ રહે છે તો એ ગ્રંથનું જે શિક્ષણ અપાય તેને એ મન ગ્રહણ કરી શકતું નથી, એ ગ્રંથનું અધ્યયન એ કરે છે તો એનું વિક્ષિપ્ત મન તેને સમજી શકતું નથી અને તે તે ગ્રંથના પ્રતિપાદ્ય વિષયને ધારણ પણ કરી શકતું નથી, એ સર્વત્ર પ્રસિદ્ધ છે.

કારીગરવર્ગ ધનની પ્રાપ્તિની ઇચ્છા રાખી તે તે કૃતિ કરે છે. કડીયો ધનપ્રાપ્તિમાટે ગૃહ ચણવાની કૃતિ કરે છે; સુથાર ધનપ્રાપ્તિ-માટે કાષ્ઠ ઘડે છે અને ફરનીચર બનાવે છે; મીલમાં કામ કરનાર વણકર આદિ ધનની પ્રાપ્તિમાટે તે તે વણવા આદિની ક્રિયા કરે છે—વગેરે. આમાંથી કોઇ પણ જો તે તે ફલની આતુર ઇચ્છાને વશ થાય છે તો તે તે કૃતિ કરી શકતો નથી, તે તે કૃતિને ઉત્તમ પ્રકારે કરી શકતો નથી. કડીયો ચણતી વખતે ધનપ્રાપ્તિની ઇચ્છાને વશ થાય છે તો એનું મન ધનમાં રોકાવાથી ચણતર વાંકું જાય છે, ને કરતાં એને વિલંબ થાય છે અને ચણતર બગડે છે, એને એ કામથી બીજે દિવસે રજા મળે છે અને ધનની પ્રાપ્તિ થવાને બદલે એને મળતું ધન બંધ થઇ રહે છે. સુથાર પોતાનું કામ કરતી વખતે ધનની પ્રાપ્તિમાં મનને જોડે છે તો કદાપિ ફરનીચર બનાવી શકતો નથી, બનાવે છે તો તે ખરાબ થાય છે, ઘણીવાર તો હાથ પગમાં વગાડી જ બેસે છે અને પોતાને જખમી તથા અશક્ત કરી રહે છે અને આમ વિવિધ રીતે ધનની અપ્રાપ્તિને જ એ ઇચ્છાના અંતે પામે છે. આ જ સ્થિતિ મીલમાં વણનારા આદિ વર્ગની હોય છે.

દરદી કોઇ સ્થળે દુઃખાવો થતાં ઔષધને સેવે છે. જો એ

આતુર ઇચ્છાને વશ થાય છે તો એનું મન તે દરદવાળા સ્થાને જ લાગેલું રહે છે અને તેથી દરદ દૂર થવાને બદલે વૃદ્ધિને પામતું જાય છે. આ કારણથી જ કોઇ પણ સર્જન, નસ્તર મૂકે છે ત્યારે પછી તે સ્થાનમાં મન નહિ રાખવું, જાણે નસ્તર મૂક્યું જ નથી એમ ધારવાનું, નસ્તરની વાત ભૂલી જ જવાનું તે તે દરદીને સૂચવે છે. કારણ કે જો એ રીતે ભૂલી જવાય છે. એ સ્થાનેથી મનને ખસેડવામાં આવે છે તો જ એ સ્થાને રુધિરનો પ્રવાહ મંદ વેગથી થાય છે અને વહેલી રૂઝ આવી જાય છે. એથી ઉલટું એ જખમ રૂઝાવાની આતુર ઇચ્છાને વશ થઈ દરદી તે જ સ્થાને મનને સ્થાપે છે તો તેથી ત્યાં રુધિરનો વેગ વધતો થવાથી સોજો વગેરે થાય છે અને એ જખમ મોડો રૂઝાય છે. તેમ રૂઝ આણવાની આતુર ઇચ્છા રૂઝ આણવાને બદલે રૂઝને લંબાવે છે, વિશેષ દૂર કરે છે.

ઉપાસના કરનાર ઉપાસક સકામપણે ઉપાસના કરતો હોય છે અને જો તે કામનામાં તેનું ચિત્ત વેગથી લાગેલું રહે છે તો તેનાથી ઉપાસના જ થઇ શકતી નથી. ધ્યેયમાં વૃત્તિ સ્થાપવાને બદલે તેની વૃત્તિ તે કામ્ય વિષયમાં સ્થપાય છે અને તેથી ધ્યેયથી અતિરિક્ત વિષયમાં વૃત્તિ લાગવાથી, અને ધ્યેયનું અનુસંધાન નહિ થવાથી તેને ધ્યેયનો સાક્ષાત્કાર કદાપિ થતો નથી. ઉપાસનાની સિદ્ધિ થતી નથી અને તેથી ઉપાસનાજન્ય ફલ દૂર ને દૂર જતું રહે છે.

આ જ પ્રમાણે સર્વ વ્યવહારો—કૃતિઓ—પ્રતિ દૃષ્ટિ કરવામાં આવશે તો ત્યાં આ સ્થિતિ જ જોવામાં આવી શકશે. એથી એ સ્પષ્ટ થાય છે કે જે ફલની એ પુરુષ આતુર ઇચ્છા ધરે છે તે ઇચ્છા જ એને એ ફલની પ્રાપ્તિમાં પ્રતિબંધ કરે છે અને એ ફલને દૂર લઇ જાય છે. અર્થાત્ જે માગે તે આઘે જતું જાય છે.

આમ હોવાથી તે તે પુરુષો શું કરે છે? તેઓ એ જ કરે છે કે એ ફલની ઇચ્છાથી ભલે તે તે કૃતિમાં પ્રવેશ કરાય, પણ પછી કૃતિ કરતી વખતે તે ઇચ્છાને દૂર ધરે છે. વિદ્યાર્થી પરીક્ષા પાસ થવાના ઉદ્દેશથી ભલે અધ્યયનનો આરંભ કરે, પણ પછી અધ્યયનના સમયે એ કામનાનું વિસ્મરણ કરે છે અને સંપૂર્ણ ચિત્ત તે તે અધ્યેતવ્ય વિષયમાં જ સ્થાપે છે. આમ કરવાથી એ અધ્યયનમાં રસ ઉપજે છે, અધ્યયનજન્ય ભાર જતો રહે છે, અધ્યયનથી

ઉલટો આનંદ ઉપજે છે, અધ્યયન બરાબર થાય છે, જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તે જ્ઞાન સુવ્યસ્થિત થઇ રહે છે અને તેથી પરીક્ષાના સમયે એ જ્ઞાનનું પ્રદર્શન બરાબર ઉત્તમ રીતે કરી શકાવાથી તે વિદ્યાર્થી પરીક્ષામાં સારી રીતે ઉત્તીર્ણ થઇ રહે છે. આ જ પ્રમાણે કારીગરવર્ગ પણ ધન તો નિયત ક્રમથી કામ કરી રહ્યે મળનાર જ છે એ નિશ્ચય ધરી ધનપ્રાપ્તિની ઇચ્છાને મનના પટપર લાવતો જ નથી પણ તે તે કરવાની કૃતિમાં જ સમગ્ર ચિત્તને પરોવે છે અને તે તે કૃતિને ઉત્તમ પ્રકારે કરે છે અને તેના ફલરૂપે તેની ઇચ્છા–ધનની પ્રાપ્તિ–સફલ થઇ રહે છે. આતુર (દરદી) મનુષ્ય પણ આરોગ્ય-માટે પાળવાના નિયમોનું રસપૂર્વક પાલન કરે છે, પોતાના ચિત્તને અવિક્ષિપ્તપણે એ સાધનમાં જ સ્થાપે છે અને તેથી અલ્પ સમયમાં આરોગ્યને અનુભવે છે. વ્યાયામ સેવનાર, રમતો રમનાર પણ ફલની ઇચ્છાને ભૂલી જાય છે, અને તે એટલે સુધી કે કોઇ કોઈ વાર તો તે વ્યાયામ અને રમતનું અતિ સેવન થવાથી શરીરના આરોગ્યને હાનિ પણ થાય છે, છતાં ફલની ઇચ્છાને વિસ્મરણ કરે છે અને તેમ કરવાથી જ તે તે વ્યાયામ, રમત આદિમાં તે નિપુણ થઇ રહે છે અને તે દ્વારા સાધારણ રીતે પોતાના ઇચ્છાફલને પામે છે. ઉપાસક પુરુષ પણ તત્કાલ કામનાનો ત્યાગ કરે છે અને ચિત્તના સમગ્ર બલવડે અવિક્ષિપ્તપણે ઉપાસનાને સાધે છે અને તેથી ધ્યેયનો સાક્ષાત્કાર કરી તે દ્વારા કામનાની સિદ્ધિને પામે છે.

આ પ્રમાણે સર્વ સ્થલે જોવામાં આવશે તો જણાશે કે ઇચ્છાનો ત્યાગ કરવાથી જ તે તે ફલની સિદ્ધિ સહેલથી થઈ શકે છે. તેથી આગે તે આગે એ અર્ધ અંશમાં જણાવેલો સિદ્ધાન્ત આ પ્રમાણે સત્ય છે કે જે ફલની ઇચ્છા હોય તે ઇચ્છાનો વેગ નહિ વધારતાં તે ઇચ્છાને પ્રસંગાનુસાર તેટલો સમય ત્યજવી અને તે ફલની સિદ્ધિ-માટે જે સાધનનો નિર્ણય થયો હોય તે સાધનને સાધવામાં વૃત્તિને આગ્રહથી સ્થાપવી. આ પ્રમાણે વર્તન કરવાથી તે તત્કાલ ત્યજી દીધેલું, માનસદૃષ્ટિથી દૂર ધરેલું ફલ સત્વર સિદ્ધ છે.

આ રીતે આ સિદ્ધાન્તની સત્યતા સ્પષ્ટ દેખાય છે તથા તેની દૃષ્ટ રીતે ઉપપત્તિ પણ થઈ શકે છે. પણ એથી આગળ જઇ અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિથી જોઇએ તો એથી પણ સવિશેષ ઉપપત્તિ થઈ શકે છે. વિજ્ઞાનશાસ્ત્રમાં વિદ્યુતની આકર્ષક અને અપકર્ષક

એવી બે શક્તિ માનેલી છે અને તે પ્રમાણે ધન અને ઋણ વિદ્યુત્ એવા બે ભેદ પાડવામાં આવે છે. જે વિદ્યુત્માં આકર્ષક શક્તિ હોય છે તે, તે તે પદાર્થને પોતાના તરફ આકર્ષે છે અને જેનામાં અપકર્ષક શક્તિ હોય છે તે વિદ્યુત્ તે તે પદાર્થને પોતાનાથી દૂર લઇ જાય છે. લોહચુંબકની એવી સળીઓ આવે છે કે જેનો એક છેડો લોહના મત્સ્યના સમીપ ધરવામાં આવે તો તે મત્સ્ય આકર્ષાઇ આવી તે છેડાને વળગવા આવે છે અને જો બીજો છેડો તેના સમીપ ધરવામાં આવે છે તો તે જ લોહમત્સ્ય તેનાથી દૂર ને દૂર દોડે છે. આ જ પ્રમાણે ઇચ્છામાં પણ આકર્ષક અને અપકર્ષક શક્તિ એમ બંને હોય છે એ અધ્યાત્મશાસ્ત્ર જણાવે છે. પ્રકારાન્તરે કહીએ તો ઇચ્છા બે પ્રકારની હોય છેઃ આકર્ષક શક્તિવાળી અને અપકર્ષક શક્તિવાળી. ત્યાં જે સામાન્ય ઇચ્છા છે કે જે વિક્ષેપો અંતરમાં ઉત્પન્ન કરતી નથી તેનામાં આકર્ષક બળ હોય છે અને જે ઇચ્છા આતુર ઇચ્છારૂપ થઇ રહી અંતરને વિક્ષિપ્ત બનાવે છે અને તેથી અંતઃકરણનું સંયમનું બલ દૂર કરી દે છે તે ઇચ્છા આ વિક્ષેપને લીધે અપકર્ષક બળવાળી ઇચ્છા છે. તેથી ફલની આતુર ઇચ્છા એ અપકર્ષક બલવાળી થવાથી એ સ્વસ્વભાવથી જ ફલને દૂર હડસેલે છે અને જે સામાન્ય ઇચ્છા છે તે શુદ્ધ સંકલ્પરૂપ થવાથી ફલને આકર્ષે છે. આપણે ઘણીવાર અનુભવીએ છીએ કે જે જે ફલની આતુર ઇચ્છા ધરીએ છીએ અને તે તે વસ્તુને પ્રાપ્ત કરવા વલખાં મારીએ છીએ ત્યારે તે ફલ મળતું નથી, પણ તે ફલ દૂર ને દૂર રહે છે અને તેથી આપણે કંટાળી પછી નિરાશવત્ થઈ રહીએ છીએ. અને તે ફલની પ્રાપ્તિની ઇચ્છા છતાં તેની સિદ્ધિ પરમાત્માને અધીન ધરીએ છીએ ત્યારે અલ્પ સમયમાં તે ફલ પ્રાપ્ત થાય છે. આનું કારણ એ જ છે કે તે ફલેચ્છાની આતુરતા જતી રહેવાથી તે અપકર્ષક ઇચ્છા મટી જાય છે અને આકર્ષક ઇચ્છારૂપને ધારણ કરે છે અને તેથી શ્રીઇષ્ટસત્તાવડે તે તે વસ્તુ સમીપ આવી ઉભી રહે છે. તેથી માગે તે આઘે અને ત્યાગે તે આગે એ પ્રચલિત નિયમની આ રીતે સવિશેષ ઉપપત્તિ પણ થઇ શકે છે. અને એ વિચારીને જ અધ્યાત્મશાસ્ત્રો વારંવાર ફલની ઇચ્છાનો ત્યાગ કરવા—તેને શિથિલ કરવા પ્રબોધ કરે છે, નિષ્કામપણે કર્મો કરવાનો ઉપદેશ આપતાં રહે છે.

તીવ્રેચ્છા સુખનું અને ઉન્નતિનું સાધન છે, સર્વોત્તમ સાધન છે એ તો 'શ્રી શ્રેયઃસાધક'માંના એક વિષયમાં જ પ્રતિપાદન કરાયેલું છે અને તેથી એની સત્યતા સ્પષ્ટ ત્યાં સૂચવેલી હોવાથી તેની પુનરુક્તિ કરવાની અપેક્ષા રહેતી નથી. તેથી એ સિદ્ધાન્ત પણ એટલો જ સત્ય છે.

આમ છતાં આ બે સિદ્ધાન્તોમાં વિરોધ નથી. એ પરસ્પરના વિરોધી સિદ્ધાન્ત નથી. અને એ અવિરોધ આ પ્રમાણે છેઃ તીવ્રેચ્છાનો અર્થ તાલાવેલી કરાવનાર, વિક્ષેપજનક ફલની ઇચ્છા નથી, પણ જે ઇચ્છા મનમાં એવો વેગ આણે છે કે તે ફલને માટે નિર્ણીત કરાયેલાં સાધનોમાં આગ્રહથી, ઉત્સાહથી ધૈર્યવડે મનુષ્યના અંતરને પ્રવેશાવે છે, જે ઇચ્છાનો ઉદય થતાં મનુષ્યને અપ્રમાદયુક્ત ધૈર્ય ઉત્પન્ન થાય છે, વિઘ્નોનો ભય જતો રહી નિર્ભયપણે નિર્ણીત પ્રવૃત્તિ કરાય છે તે તીવ્રેચ્છા છે. આ ઇચ્છા અંતરમાં બળ આણનાર છે, નિર્વેદને દૂર કરનાર છે, ધૈર્ય આપનાર છે, સાધનમાં ઉત્સાહ પ્રકટાવનાર છે, વિઘ્નોને દાબનાર છે, વિઘ્નોપર ( પ્રતિબંધોપર ) વિજય સ્થાપનાર છે અને અંતઃકરણને સમાહિત થવામાં તથા સાધનસિદ્ધિમાં આગળ આગળ ધસવામાં સહાયક છે અને તેથી આ સર્વ રીતે ફલની સિદ્ધિ કરનાર છે. અને જે તાલાવેલી ઉત્પન્ન કરનાર ઇચ્છા છે, જે અંતરમાં વિક્ષેપ ઉપજાવનાર છે, જે ફલપ્રતિ જ ચિત્તને ચોંટાડી રાખી તે માટેના સાધનોથી વિમુખ કરનાર છે, જે ફલની અલ્પ સમયમાં પ્રતીતિ નહિ થવાથી અશ્રદ્ધા, નિર્વેદ અને નિરુત્સાહને પ્રકટાવનાર છે એ આદિ કાર્ય ઉપજાવનાર છે, તે સઘળી ફલની આતુર ઇચ્છા છે, તે કામના છે અને તે ફલની સત્વર પ્રતીતિમાં પ્રતિબંધ કરનાર છે. સ્પષ્ટપણે આ ફલની આતુર ઇચ્છા અને ઉપરની સાધન સાધવાની તીવ્રેચ્છા એ બંને ભિન્ન ભિન્ન પ્રકારની ઇચ્છા છે અને તેથી એના ફળમાં, એના કાર્યમાં ભેદ હોય તથા શાસ્ત્ર એ બંનેને વિભિન્ન દૃષ્ટિથી જુએ એ સર્વસ્વાભાવિક છે.

જે વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા હોય તે વસ્તુ તમારા આત્મામાં અથવા અંતર્યામી પરમાત્મામાં દૃષ્ટિ રાખી માગો, તમારે આરોગ્યની ઇચ્છા હોય તો તમારા અંતરમાંથી આરોગ્યના અણુઓ તમને પ્રાપ્ત જ થઈ રહે છે એમ ભાવના કરતા રહો, તમને શ્રીમંત થવાની ઇચ્છા હોય તો તમે શ્રીમંતાઇનું ચિત્ર બાંધો અને તે તમને

પ્રાપ્ત જ છે એમ ધારો–ઇત્યાદિ જે પ્રતિપાદન કરવામાં આવે છે તેને અને ફલની ઇચ્છાનો ત્યાગ કરવો અથવા સાધનવિષે તીવ્રેચ્છા પ્રકટાવવી એની સાથે વિરોધ નથી. કારણ કે આરોગ્યાદિ પ્રાપ્ત થઈ રહે છે એ ભાવના છે. ઇચ્છાનો વિષય અપ્રાપ્ત હોય છે અને ભાવનાનો વિષય પ્રાપ્ત જ છે તેથી ભાવના એ ઇચ્છા નથી. તેથી અમુક અમુક ભાવના કરવી અને અમુક અમુકની ઇચ્છા છે એ બંને ભિન્ન છે અને એક નથી. જે પુરુષ આરોગ્યની ભાવના કરે છે તે તો આરોગ્યની પ્રાપ્તિ થઈ જ છે એમ ધારે છે અને જે પુરુષ આરોગ્યરૂપ ફળની ઇચ્છા ધરે છે તે આરોગ્યની અપ્રાપ્તિને અનુભવતો હોય છે, આરોગ્ય અપ્રાપ્ત છે અને ક્યારે પ્રાપ્ત થશે એમ ધારતો હોય છે. આ હેતુથી અપ્રાપ્તબુદ્ધિથી ધરાતી આરોગ્યની આતુર ઇચ્છા તે સાધનમાં વિક્ષેપ કરે છે અને પ્રાપ્તબુદ્ધિથી કરાતી આરોગ્યની ભાવના તો આરોગ્ય પ્રાપ્ત જ છે એમ વિષય કરતી હોવાથી અપ્રાપ્તબુદ્ધિને દૂર કરે છે, અપ્રાપ્ત વિષયની ઇચ્છાને શાન્ત કરે છે અને તેથી અંતરમાં વિક્ષેપ પ્રકટાવવાને બદલે અંતરને ભાવનાના બલપ્રમાણે સમાહિતરૂપમાં સ્થાપે છે. તેથી એ ભાવના કરવી અને ફલેચ્છાનો તાત્કાલિક ત્યાગ કરવો એ તે તે ફલને શીઘ્ર મેળવવાનો ઉપાય છે ઇત્યાદિ પ્રતિપાદનમાં વિરોધ નથી એ સ્પષ્ટ થાય છે.

એ સાચું છે કે આરોગ્ય ધનઆદિ ઐહિક વિષયોને પોતાના મનથી હિતરૂપ માની તે માટે ભાવના કરવી અથવા ઈશ્વરારાધના કરવી એના કરતાં નિષ્કામબુદ્ધિથી એ કરવી એ વિશેષ પ્રશસ્ત છે, કારણ કે જીવદૃષ્ટિથી હિતકર ધારેલા એ વિષયો વસ્તુતઃ હિતકર થશે જ એ નિશ્ચય થઇ શકે તેમ નથી. જીવદૃષ્ટિથી જે હિતકર ભાસે છે તે પ્રસંગે શ્રીઈશના નિયમક્રમમાં અહિતકર હોય છે અને જીવદૃષ્ટિથી અનિષ્ટ જે ભાસે છે તે એ નિયમક્રમમાં પ્રસંગે હિતકર હોય છે. તેથી અલ્પજ્ઞ જીવોએ પોતાના વાસ્તવ હિતનો પોતાની અલ્પજ્ઞ મતિથી નિશ્ચય કરી પ્રવૃત્ત થવું તે કરતાં એનો નિર્ણય કરી જે હિતકર હોય તે જ આપવાનું ઇષ્ટશ્રીને સોંપવું એ જ પ્રાજ્ઞ પુરુષનું કર્તવ્ય છે. તેથી નિષ્કામભાવના જ શ્રેષ્ઠ છે. છતાં નિષ્કામપણું પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી સકામપણું રહે છે અને એ રહે છે તો એને અનુરૂપ વિહિત કામનાની સિદ્ધિમાટે ભાવના, ઈશ્વરારાધના આદિ સાધન કરવાં એ પ્રશસ્ત જ છે, એ કરવાથી તે તે કામનાની સિદ્ધિ

ઇતર લૌકિક ઉપાયકરતાં સારી રીતે થાય છે એટલું જ નહિ પણ ભાવનાનું બલ જામે છે, ભાવનાનો અભ્યાસ પડે છે, ઈશ્વરારાધના-વડે ઈશ્વરનો અનુગ્રહ થાય છે તો તે ભાવિમાં વિવિધ પ્રકારે હિત-સાધક થઈ રહે છે અને અકામપણું, આપ્તકામપણું, આત્મકામપણું આદિ સત્વર સિદ્ધ થવા યોગ આવે છે.

આમ હોવાથી જ શાસ્ત્રમાં નિષ્કામ ભક્તિના સાધનરૂપ પણ સકામ ભક્તિને વર્ણવી છે. સર્વથા આ સર્વ ભાવનાઓ તથા નિષ્કા-મપણું આદિનો અવિરોધ જ છે તેથી આ વિષયના આરંભમાં જે એ સિદ્ધાન્તોવચ્ચે વિરોધ હશે એવી શંકા હતી તે નિર્મૂલ છે એ સિદ્ધ થાય છે.

## ઈશ્વરનો અનુગ્રહ.

પ્રશ્ન—ઈશ્વરના અનુગ્રહનો સિદ્ધાન્ત આપણાં શાસ્ત્રોનો છે કે એ ઇતર પ્રજામાંથી લેવામાં આવ્યો છે.

ઉત્તર—આજથી કેટલાંક વર્ષપૂર્વે જ્યારે પાશ્ચાત્ય વિદ્વાનોએ અને ખાસ કરીને પાદરીઓએ શ્રીમદ્ ભગવદ્ગીતાનો ગ્રંથ જોયો ત્યારે એમને એવું લાગ્યું હતું કે એ ભગવદ્ગીતામાં અનુગ્રહનો સિદ્ધાન્ત છે તે પાદરીના ધર્મગ્રંથમાંથી–બાઈબલમાંથી લેવામાં આવ્યો છે. પૌરસ્ત્ય પ્રજા પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગમાં આવી ત્યાર પછી પાશ્ચાત્ય પ્રજાદ્વારા એ સિદ્ધાન્ત એમના જાણવામાં આવ્યો અને તે એમણે પોતાના ગ્રંથમાં દાખલ કરી દીધો છે. આવું ઉતા-વળીયું અનુમાન પાદરીઓએ આ પ્રથમ જ કર્યું છે એમ નથી. એક ફ્રેન્ચ ગૃહસ્થના જાણવામાં વૈદિક સાહિત્ય પ્રથમ આવ્યું ત્યારે તેણે આવા જ ઉદ્ગાર કાઢ્યા હતા કે વેદ એ ક્રીશ્ચીઆનીટિની આધુનિક નકલ જ છે. આવા એકદેશી તર્કો એ પ્રજાએ ઘણી વાર કર્યા છે અને તેનું કારણ એ છે કે એ પંથમાં ધર્મગુરુઓ એ સમયે વિશેષ આગ્રહી હતા અને પોતાના ધર્મના જ પક્ષપાતી હતા તેથી જે જે સારૂં તે સર્વ એમના ધર્મમાંથી જ નીકળેલું જોઈએ અને ત્યાંથી જ પ્રસારને પામ્યું છે એવો દુરાગ્રહી સિદ્ધાન્ત એમણે બાંધી દીધો હતો. તેથી કમળાવાળી નજર સર્વત્ર પીળાશને જુએ છે તેમ એમની આંતરદૃષ્ટિ સત્યને નહિ જોઈ શકતાં સર્વત્ર આવી જ કલ્પ-નાને જોતી હતી. ક્રમે ક્રમે એ સ્થિતિ જતી રહી છે. વૈદિકસાહિ-

આનો પરિચય પાશ્ચાત્ય વિદ્વાનોને ઘણો થયો છે અને તેઓ પાદરીઓના જેવા પક્ષપાતી નહિ હોવાથી આવું એક દેશી મત બાંધી બેઠા નથી પણ સારાસારવિચાર કરવારૂપ વિવેકબુદ્ધિને આશ્રય આપી સત્યપ્રતિ દૃષ્ટિ નાંખી રહ્યા છે. તેથી હાલ તો એ પ્રજાને કરકંકણુવત્ સ્પષ્ટ થયું છે કે પૂર્વના પાદરીઓએ બાંધેલાં આ મતો કેવલ અસત્ય જ હતાં. વૈદિકસાહિત્ય—જ્યારે બાઇબલનું નામ પણ કોઇ જાણતું નહોતું, જ્યારે ક્રાઇસ્ટનો જન્મ પણ નહોતો ત્યારપૂર્વનું છે. તેમ જ શ્રીમદ્ ભગવદ્‌ગીતા પણ ઈ. સ. પૂર્વનો ગ્રંથ છે અને તેમાં જે અનુગ્રહનો સિદ્ધાન્ત છે તે બાઇબલમાંથી લીધેલો નથી જ. જે જે કારણોથી બાઇબલના સમયમાં એ સિદ્ધાન્ત પાશ્ચાત્ય પ્રજામાં ઉદ્‌ભવ્યો તેવાં કારણોનો સદ્‌ભાવ થતાં ઇતર પ્રજામાં પણ એ સત્યનો પ્રકાશ થાય એમાં આશ્ચર્ય જેવું નથી. અમુક સિદ્ધાન્તનો પરવાનો પ્રજાવિશેષે લીધો નથી કે જેથી તે જ પ્રજાને તે જણાય અને તેને જણાવનાર કારણો અથવા સંજોગો અન્યત્ર અસ્તિત્વમાં આવે તો પણ ત્યાં તે સિદ્ધાન્ત નહિ જ ઉદ્‌ભવે એમાં કોઇ નિયામક નથી. આ રીતે આ અનુગ્રહનો સિદ્ધાન્ત આપણા શાસ્ત્રનો છે જ એ હાલ સર્વત્ર નિર્વિવાદ સિદ્ધ થયું છે. અર્થાત્ આપણા શાસ્ત્રકારોએ એ બહારથી અહિં આણ્યો છે એવું માનવામાં એક પણ પ્રમાણ નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં એનું વિસ્તારથી પ્રતિપાદન છે અને એના પર ભાર મુકવામાં વારંવાર આવ્યો છે તેમ છતાં એ સિદ્ધાન્ત શ્રીમદ્ ગીતાનો જ છે અને વૈદિક નથી એમ ઠરતું નથી. ઉપનિષદોમાં એનાં બીજ વિદ્યમાન જ છે અને ત્યાં સંક્ષેપમાં એનું પ્રતિપાદન પણ છે જ: **यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ।** સાધકની તેવી પરમાત્માવિષે ભક્તિ હોય છે તેવી જ જો સદ્‌ગુરુવિષે એ ધરે છે તો એ મહાત્મા સાધકને આ વેદાન્તવેદ્ય સત્ય અર્થાત્ બ્રહ્માત્મૈક્ય પ્રકાશે છે. એ વાક્યથી એ ભાવ સૂચવ્યો છે કે જેમ પરમાત્માવિષે સાચી ભક્તિ ધરવાથી પરમાત્માનો તે સાધકપર અનુગ્રહ થાય છે અને તેથી એ અનુગ્રહવશાત્ એને દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન થઇ રહે છે તે જ પ્રમાણે શ્રી સદ્‌ગુરુવિષે જો શિષ્ય સાચી ભક્તિ ધરે છે તો શ્રી સદ્‌ગુરુનો સાચો અનુગ્રહ પ્રાપ્ત કરવા તે સાધક ભાગ્યશાલી થાય છે અને એ અનુગ્રહવડે, પ્રસાદવડે, એ સાધકને સર્વ અર્થનું

જ્ઞાન થઇ રહે છે. મહાભારતમાં ધૌમ્ય ઋષિનું આખ્યાન છે અને તે આ અર્થને આખ્યાયિકાવડે વિશેષ સ્પષ્ટ કરે છે. ત્યાં સ્પષ્ટ કહ્યું છે કે એ ઋષિ મહાત્માના અનુગ્રહથી એમના ઉપમન્યુ આદિ શિષ્યોને તત્ત્વજ્ઞાન થયું હતું અને સર્વ વેદોનો પ્રકાશ થયો હતો એટલે તેઓ પણ મંત્રદ્રષ્ટારૂપ ઋષિપદને પામ્યા હતા.

**यमेव एष वृणुते**—ઇત્યાદિ શ્રુતિનું એક વિવેચન આ પ્રમાણે પણ કરવામાં આવે છે કે જેનું પરમેશ્વર વરણ કરે છે, તેની પસંદગી કરે છે, જેના પર પરમેશ્વર અનુગ્રહ કરે છે તેને જ એ પરમેશ્વર પોતાનું સ્વરૂપ હસ્તામલકવત્ જણાવે છે અને તેથી તે કૃતકૃત્ય થઇ રહે છે. એ શ્રુતિના સિદ્ધાન્તનું જ્વલન્ત ઉદાહરણ અર્જુન પ્રસિદ્ધ છે. કૌરવપાણ્ડવોમાંથી અર્જુનનું વરણ શ્રી કૃષ્ણ પરમાત્માએ કરતાં તેમને પોતાના વિરાટ્ સ્વરૂપનું દર્શન કરાવ્યું અને તે સાથે પોતાના વાસ્તવ સચ્ચિદાનંદ સ્વરૂપનું પણ જ્ઞાન આપી એમને કૃતકૃત્ય કર્યા છે. તેથી આ અનુગ્રહનો સિદ્ધાન્ત ઉપનિષદ્‌ના સમયનો પ્રાચીન છે એ સ્પષ્ટ થાય છે. આટલું જ નહિ પણ કર્મભાગને પ્રતિપાદન કરનાર વેદના મંત્રભાગમાંથી આ સિદ્ધાન્તનાં બીજ મળી આવે છે. કેટલાએ ઋગ્વેદના મંત્રોમાં **तेषां वयं सुमतौ स्याम** તે દેવોની સુમતિ—અનુગ્રહબુદ્ધિમાં અમે આવીએ અર્થાત્ એ દેવની અમારા પર અનુગ્રહબુદ્ધિ થઇ રહો એ યાચના કરેલી જણાય છે. તેથી આ સિદ્ધાન્ત પરાપૂર્વથી આપણી પ્રજામાં પ્રસરેલો છે એ સિદ્ધ થાય છે.

વૈદિકસંસ્થાની સાથે સાથે જ તાન્ત્રિકસંસ્થાનો પ્રચાર પણ આપણી પ્રજામાં થયેલો જણાય છે અને તાન્ત્રિકસંસ્થામાં મહામાયાશક્તિદેવીની પ્રધાનપદે ઉપાસના વિધાન કરાઇ છે, તેમ જ વિવિધ આગમોમાં મહેશ્વરરૂપે પરમેશ્વરની ઉપાસનાનું વિધાન કરવામાં આવ્યું છે. આ બંને પ્રકારના ગ્રંથોમાં અનુગ્રહના સિદ્ધાન્તનો સ્પષ્ટ ઉલ્લેખ છે. દેવીના તંત્રોમાં તો સ્થળે સ્થળે શ્રી મહાદેવીના અનુગ્રહનું માહાત્મ્ય વર્ણવવામાં આવ્યું છે, એ અનુગ્રહવડે જ ભક્તોનો ઉદ્ધાર થાય છે, ઉપાસકોને વિવિધ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે ઇત્યાદિ ઉપદેશ કરાયો છે. મહેશ્વરની ઉપાસના આદિનું પ્રતિપાદન કરનાર વિવિધ આગમશાસ્ત્રમાં પણ અનુગ્રહશક્તિને સ્થાન આપ્યું છે. ઉદાહરણરૂપે નકુલીશપાશુપત દર્શનમાં પરમકારણનું સ્વરૂપ કહેતાં કહે-

વામાં આવ્યું છે કે **समस्त सृष्टि संहारानुग्रहकारि कारणम्**– સમગ્ર કાર્યમાત્રનું સર્જન કરનાર, તથા સંહાર કરનાર અને અનુગ્રહ કરનાર તે કારણ છે. આથી પરમાત્માની અનંત શક્તિઓનો સર્જનશક્તિ, સંહારશક્તિ અને અનુગ્રહશક્તિ એ ત્રણમાં વિભાગ કરી અનુગ્રહને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે. આટલું જ નહિ પણ આ દર્શનમાં મહેશ્વરનો અનુગ્રહ કર્માદિથી નિરપેક્ષપણે થાય છે એમ વર્ણવી એ અનુગ્રહશકિતપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે. શૈવ દર્શનમાં મહેશ્વરને કર્મસાપેક્ષ ગણ્યા છે છતાં ત્યાં પણ તત્ત્વપ્રકાશમાં

**मुक्तात्मानोऽपि शिवाः किं चैते तत्प्रसादतो मुक्ताः ।**
**सोऽनादिमुक्त एको विज्ञेयः पंचमन्त्रतनुः ॥**

જે મુક્ત જીવો છે તે સર્વ પણ શિવ જ છે છતાં તે સર્વ મહેશ્વરરૂપ શિવના અનુગ્રહથી જ મુક્ત થયા છે અને શ્રીમહેશ્વરરૂપ શિવ તો એક અનાદિ મુક્ત જ છે કે જેમનું પંચ મંત્રરૂપ શરીર છે– ઇત્યાદિ વચનથી મોક્ષ શિવના અનુગ્રહથી જ થાય છે એમ સ્થાપન કર્યું છે. વૈદિક દર્શનો આદિમાં પણ અનુગ્રહના સિદ્ધાન્તનું સ્થલે સ્થલે દર્શન થાય છે. વૈષ્ણવ વેદાન્તરૂપ મનાતા–શ્રીરામાનુજ, શ્રીવલ્લભાચાર્ય આદિના–સિદ્ધાન્તોમાં નારાયણ, વિષ્ણુ આદિ પદવેદ્ય શ્રી પરમેશ્વરના અનુગ્રહથી જ મુક્તિની પ્રાપ્તિ કરી છે. પુષ્ટિ માર્ગનો પુષ્ટિશબ્દ પણ અનુગ્રહનો વાચક લેવામાં આવ્યો છે. મહાભારતમાં પણ કર્મવડે ઈષ્ટની ભક્તિ થાય છે. એ ભક્તિથી શ્રીઇષ્ટનો અનુગ્રહ થાય છે. એ અનુગ્રહથી તત્ત્વજ્ઞાન થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે એ આદિ કથન કરી અનુગ્રહના માહાત્મ્યનું વર્ણન કર્યું છે. તેથી આપણી પ્રજામાં પરાપૂર્વથી અનુગ્રહનો સિદ્ધાન્ત સ્થાપન કર્યો છે એટલું જ નહિ પણ તે અદ્યાપિ પર્યન્ત સમીચીનરૂપે જ સ્વીકારાયેલો રહ્યો છે એ અસંદિગ્ધ છે. તેથી આ સિદ્ધાન્ત કોઈ ઇતર પ્રજામાંથી અનુકરણ કરાયો નથી એ સુસિદ્ધ છે.

**પ્રશ્ન:—એ અનુગ્રહ સમસ્ત વ્યક્તિપર સમાન હોય છે કે વ્યક્તિવિશેષપર હોય છે?**

**ઉત્તર:—એક રીતે સમસ્ત વ્યક્તિપર સમાન છે અને તે સાથે વ્યક્તિવિશેષપર પણ હોય છે. એક રાજા કે મહારાજા સ્વતંત્ર હોય છે તે પોતાના રાજ્યમાં પોતાની ઇચ્છાનુસાર નિયમો સ્થાપી શકે છે.**

તેમ કરવામાં તેને કોઈ પ્રતિબંધક હેતુ નથી કેમકે તે સ્વતંત્ર છે. જ્યાં કેવળ સ્વાતંત્ર્ય હોતું નથી ત્યાં સ્વાતંત્ર્યના પ્રમાણમાં ઇચ્છાનુસાર નિયમો સ્થાપી શકાય છે. તે રાજાની ઇચ્છા હોય છે તો પ્રજાને સર્વ પ્રકારે સુખ ઉત્પન્ન થાય તેવા નિયમો થાપે છે અને તેમ નહિ હોય તો પ્રજાને ન્યૂનાધિક અંશે સુખ દુઃખ થાય તેવા નિયમો સ્થાપે છે. આમ સ્વતંત્રતાના પ્રમાણમાં લૌકિક રાજા કરી શકે છે. લૌકિક રાજાને કેવલ સ્વાતંત્ર્ય હોતું નથી પણ વિવિધ પ્રકારે પરતંત્રતા પણ હોય છે તેથી એ પરતંત્રતાના પ્રમાણમાં ઇચ્છાનો સંકોચ કરવો પડે છે એ સાચું છે, છતાં જેટલે અંશે સ્વતંત્રતા હોય છે તેટલે અંશે ઇચ્છાનો અસંકોચ હોય છે એ પણ એટલું જ સાચું છે. તેથી રાજાએ સ્વતંત્રતાના પ્રમાણમાં સ્થાપેલા નિયમોપરથી તેના દયાલુ કે નિર્દય સ્વભાવનું અનુમાન થાય છે. જો એ સ્થાપેલા નિયમો પ્રજાવર્ગને સુખકર હોય છે તો એ રાજાની પ્રજા તેવા અનુગ્રહને પાત્ર કહેવામાં આવે છે અને એ નિયમો દુઃખકર હોય છે તો તેથી વિપરીત કહેવામાં આવે છે.

આ નિયમે જોતાં સમસ્ત જીવવર્ગ પર ઇશ્વરનો અનુગ્રહ છે એમ સ્પષ્ટપણે કહી શકાય છે. લૌકિક રાજા તો ન્યૂનાધિક અંશે જ સ્વતંત્રતાવાળો હોય છે અને ખરૂં જોતાં તો વિશેષ અંશે પરતંત્ર જ છે ત્યારે સમષ્ટિ ઇશ્વર તો કેવલ જ સ્વતંત્ર છે. એમના નિયામક કોઇ નથી પણ એ પ્રકૃતિથી આરંભી સમસ્ત જગતના નિયામક અને નિયન્તા છે. પરમેશ્વર આપ્તકામ છે તેથી એમને કોઈ તૃષ્ણા કે ઇચ્છાનું પારતંત્ર્ય પણ નથી. તેમ જ સર્વશક્ત છે તેથી એમને કોઇનો ભય પણ નથી. એમના ભયથી સૂર્ય તપે છે, વાયુ વાય છે ઇત્યાદિ જણાવી શાસ્ત્ર એમ કહે છે કે દેવ અને ઇશ વર્ગને જો કોઇનો પણ ભય છે તો તે પરમેશ્વરનો છે અને પરમેશ્વર તો નિર્ભીક—કેવલ ભયરહિત છે. આ આદિ હેતુઓને લઇને પરમેશ્વર વાસ્તવે સ્વતંત્ર છે અને પરતંત્રતાનો ગંધસરખો પણ એમનામાં નથી. તેથી એમને જેવા નિયમો સ્થાપવા ઇચ્છા થાય તેવા નિયમો અસ્ખલિતપણે વિશ્વમાં સ્થપાય છે. આથી જો જીવવર્ગને સદા દુઃખભાગી કરવા ઇચ્છા થાય તો તેવા નિયમો કોઈ પણ પ્રતિબંધવિના પરમેશ્વર સ્થાપી શકે તેમ છે. આમ છતાં એવું કશું જ વિશ્વમાં કરેલું જણાતું નથી. સર્વ જીવોમાટે સુખના માર્ગો પરમેશ્વરે સ્થાપ્યા છે.

લૌકિક ત્રિવિધ સુખ કેવી રીતે મળી શકે તેના માર્ગો સ્થાપ્યા છે, દૈવી સુખ કેવી રીતે મળી શકે તેના માર્ગો સ્થાપ્યા છે એટલું જ નહિ પણ પોતાનું સમગ્ર ઐશ્વર્ય મળી શકે એવા માર્ગો પણ સ્થાપ્યા છે. આટલાથી જ પરમેશ્વર અટક્યા નથી, પણ જીવોને પોતાનું ઐશ્વર્ય આપી તેમને પોતાને સદા અધીન રાખવાનો યત્ન પરમેશ્વરે કર્યો નથી. પણ જેમને પરમેશ્વરની સત્તાનું ઉલ્લંઘન કરી બહાર જવું હોય તેમને માટે ઈશપદથી આગળ દ્દષ્ટાપદને સ્થાપન કર્યું છે અને તે પદની પ્રાપ્તિનો માર્ગ પણ સ્થાપ્યો છે અને એથી પણ આગળ કેવલ બ્રહ્મરૂપ થવા માટે તેમણે પણ માર્ગ સ્થાપ્યો છે. આ પ્રકારે નિયમોનું સ્થાપન કરી નિયમોને ગુપ્ત રાખવાનું કર્યું નથી. જીવોને તે સર્વ નિયમો સ્પષ્ટપણે પોતે સાક્ષાત્ વેદાદિ શાસ્ત્રદ્વારા પ્રકટ કર્યા છે અને એ વેદાદિ શાસ્ત્રોનો બોધ ઈશવર્ગને કરી તેમના દ્વારા ઋષિમુનિઓમાં તેની સંક્રાન્તિ કરી વિશ્વમાં એ નિયમો પ્રસિદ્ધિમાં આણ્યા છે. આ સાથે જ્યારે જ્યારે એ નિયમોનું જ્ઞાન લુપ્તપ્રાય થાય છે ત્યારે એ જ્ઞાનનો પોતે લીલાવિગ્રહ ધારણ કરી પ્રસાર કરતા રહ્યા છે અને રહે છે. વળી આ બોધઉપરાંત જ્યારે જ્યારે જીવોને વિપત્તિ આવે છે ત્યારે તેના નિસ્તારનો માર્ગ પોતે અંતર્યામીરૂપે દર્શાવે છે અને તેમ છતાં નહિ જણાય અથવા નહિ કરી શકાય તો પોતે પોતાની ઉચ્ચતમ ભૂમિકાથી નીચે ઉતરી—અર્થાત્ અવતાર ધારણ કરી સુખના માર્ગો ખુલ્લા કરે છે, અને જીવોને સુખપ્રાપ્ત કરે છે. તેથી સર્વ પ્રકારે જોવા જતાં જીવોના ઉપર અસીમ અનુગ્રહ પરમેશ્વરનો છેજ અને તે સમસ્ત જીવોપર કરેલો જણાય છે. તેથી સમસ્ત જીવોપર અનુગ્રહ સ્પષ્ટ છે. ખરૂં જોતાં તો જેમ સર્જનશક્તિ પરમેશ્વરમાં સ્વાભાવિક રીતે વિદ્યમાન છે, જેવી રીતે પાલનશક્તિ અને સંહારશક્તિ સ્વાભાવિક રીતે વિદ્યમાન છે તેવી જ રીતે અનુગ્રહ કરવાના સ્વભાવરૂપ શક્તિ પણ તેટલી જ સ્વભાવસિદ્ધ છે, અને તેથી એ પક્ષે તો અનુગ્રહ નહિ કરવો એ અસંભવસરખું છે. તાત્પર્ય કે સમસ્ત જીવોપર પરમેશ્વર અનુગ્રહ કરે છે. સમગ્ર જીવો પરમેશ્વરના અનુગ્રહનાં પાત્ર છે જ. આ વિચાર વિશેષ સૂક્ષ્મ રીતે કરનાર પ્રત્યેક મનુષ્યને પરમેશ્વરનો કેટલો ઉપકાર છે તેનો સહજ ખ્યાલ આવ્યા વિના રહે તેમ નથી અને તેથી પ્રત્યેક દિવસે અને પ્રતિક્ષણે

પરમેશ્વરને ઉપકારનિવેદન કર્યા વિના એ વિચાર કરનાર વ્યક્તિથી રહી શકાય તેમ જ નથી.

આ રીતે સર્વપર સમાન અનુગ્રહ હોય છે, તે સાથે વ્યક્તિવિશેષપર પણ પરમાત્માનો સવિશેષ અનુગ્રહ હોઈ શકે છે.

પ્રશ્નઃ—વ્યક્તિવિશેષપર સવિશેષ અનુગ્રહ કેવી રીતે સંભવે ? અનુગ્રહ એટલે કૃપા, અનુકૂલ બુદ્ધિ અથવા પ્રેમ. અમુક વ્યક્તિ પરમેશ્વરના સવિશેષ અનુગ્રહનો વિષય છે એનો અર્થ એ થયો કે તે વ્યક્તિ પરમેશ્વરની સવિશેષ કૃપાવાળી છે, પરમેશ્વર તેના પર વિશેષ પ્રેમ રાખે છે. પરમેશ્વરના ચિત્તમાં તે વ્યક્તિને માટે વિશિષ્ટ સ્થાન છે. આમ હોવું સંભવતું નથી. કારણ કે એમ થાય તો પરમાત્મામાં વૈષમ્યની પ્રાપ્તિ થાય છે. લૌકિક પુરુષ એક મનુષ્યને વિશેષ પ્રેમપાત્ર ગણે છે અને અન્યને ન્યૂન પ્રેમના પાત્રરૂપ માને છે તો ઇતરને અપ્રેમના કે તિરસ્કારના પાત્રરૂપ માને છે. લૌકિક મનુષ્યમાં એ સંભવે છે કેમકે તેનામાં રાગદ્વેષાદિ વિકારો રહ્યા છે. વળી એક મનુષ્યનો અર્થ બીજો મનુષ્ય સિદ્ધ કરી શકે છે અને તે અર્થની સિદ્ધિ કરનાર વિશેષ પ્રેમના પાત્રરૂપ થઇ શકે છે. પરમાત્મામાં આ સર્વનો અસંભવ હોય છે. પરમાત્મા આપ્તકામ, પૂર્ણકામ, અકામ છે. અને તેથી એમને કોઇ પણ સ્વાર્થ નથી. તેમ પરમાત્માને સ્વાર્થ હોય તોપણ તેની એ સર્વશક્તિમાન્ પરમાત્મા સિદ્ધિ ન કરી શકે અને કોઈ અલ્પજ્ઞ જીવ કરી શકે એ કેવલ અસંભવ છે. વળી પરમાત્મામાં રાગદ્વેષાદિ વિકારો હોવાનો અસંભવ છે. તેથી પરમાત્માને કોઇ પ્રિય અને કોઈ અપ્રિય, એક વહાલો અને એક અળખામણો એમ હોવાનો સંભવ નથી. એથી પરમાત્મા કોઇને સવિશેષ પ્રિય ગણે અર્થાત્ પરમાત્માના સવિશેષ અનુગ્રહના વિષયરૂપ કોઇ વ્યક્તિવિશેષ થાય એ કેવી રીતે ?

ઉત્તરઃ—પરમાત્મામાં રાગદ્વેષાદિ વિકારોનો તથા અનાપ્તકામત્વનો અસંભવ છે એ સત્ય છે. પરમાત્માને કોઇ સ્વાર્થ નથી, કોઈ પ્રકારનો રાગદ્વેષ કોઇના પર નથી એ સર્વ શાસ્ત્રસંમત જ છે અને સત્ય જ છે. પરમાત્મા પ્રાકૃત મનુષ્યજેવા કે પ્રાકૃત જીવજેવા નથી એ સાચું છે. પરમાત્મા કેવલ અલૌકિક અને અદ્વિતીય છે અને તેથી જ શાસ્ત્ર સર્વથી વિલક્ષણ એમને જણાવે છે. **નેતિ નેતિ** એ શ્રુતિ જેવી બ્રહ્મના સંબંધમાં લાગુ પડે છે તેવી જ પરમાત્માના સંબંધમાં પણ લાગુ પડે છે. પરમાત્માનું સ્વરૂપ દર્શા-

વળી તે આના જેવા છે એમ કહી શકાય તેમ નથી, પણ દશ્ય-સર્વથી વિલક્ષણ હોવાથી આના જેવા નથી, આના જેવા નથી એમ જ કહી શકાય તેમ છે. આ પ્રકારનું સર્વથી વૈલક્ષણ્ય છે એ સિદ્ધ જ છે, અને એ જ કારણથી જીવોએ પરમેશ્વરસંબંધમાં ચર્ચા કરતાં, વિચાર કરતાં, જીવોમાં પ્રવર્તતો ન્યાય તેમનામાં લગાડવો એ ન્યાય-પુરઃસર નથી, એમ પ્રથમ કહેવું જોઇએ. એક દેશની પ્રજામાં જેવો શારીર વર્ણ હોય તેવો જ ઇતર સર્વ દેશની પ્રજામાં હોવો જોઇએ એવો કોઈ નિયમ સ્થાપે તો તે હાસ્યાસ્પદ જ ગણાય તેમ છે. કેમકે એ નિયમ બાંધનાર દેશભેદને લક્ષની બહાર રાખે છે. આ પ્રમાણે સમસ્ત જીવોમાં પ્રવૃત્તિનો અમુક નિયમ હોય એવું સિદ્ધ થાય તોપણ તે જ નિયમ જીવોમાત્રથી વિલક્ષણ સ્વતંત્ર અને આપ્તકામ પરમેશ્વરના વિષયમાં પ્રવર્તવો જોઇએ એવું કહેવું એ પણ હાસ્યાસ્પદ જ છે. ખરૂં જોતાં તો જીવોએ કોઇ પણ પ્રકારનું બંધન પરમેશ્વરના સંબંધમાં—પોતાના ઉપરથી—સ્થાપન કરવું કે પરમેશ્વર તે આમ જ કરે અને આમ ન જ કરે એ પોતાના અલ્પજ્ઞપણાનો અને પોતાના પરમેશ્વરથી વૈલક્ષણ્યનો ખ્યાલ કર્યા વિના જ થઇ શકે છે અને તેથી સત્ય અથવા યુક્તિયુક્ત ઠરતું નથી. તેથી જીવો અમુક નિયમથી પ્રેમ બાંધે છે, અમુક કરનારને જ પ્રેમના વિષયરૂપ ગણે છે તેથી પરમેશ્વર પણ તેવી જ રીતે કરી શકે અને અન્ય રીતે ન જ કરી શકે એ કહેવું સાચું નથી.

આમ છતાં પ્રસ્તુતમાં તે પ્રકારે અનુમાન કરાય તોપણ પ્રશ્નમાં કરેલું વૈષમ્ય પ્રાપ્ત થાય તેમ નથી. જેમ સર્જનશક્તિ પરમેશ્વરના સ્વભાવરૂપ છે તે જ પ્રમાણે અનુગ્રહશક્તિ પણ પરમેશ્વરના સ્વભાવરૂપ છે એ ઉપર જણાવ્યું છે. જેવી રીતે સૂર્યનારાયણનો સ્વભાવ છે કે સર્વત્ર પ્રકાશ અર્પવો તેવી જ રીતે પરમેશ્વરનો સર્વત્ર અનુગ્રહ કરવાનો સ્વભાવ છે. સૂર્યનો પ્રકાશ સર્વત્ર પ્રસરતો રહે છે છતાં કોઇ પોતાનાં દ્વાર અને બારીઓ બંધ કરી ગૃહમાં બેસે તો તેને એ પ્રકાશનો સ્પર્શ નહિ થાય અને જેઓ બારીબારણાં ઉઘાડાં મુકે અથવા બહાર ખુલ્લામાં હરે ફરે તેમને એ પ્રકાશનો સ્પર્શ થાય અર્થાત્ બારીબારણાં બંધ કરી બેસનાર પ્રકાશસંસર્ગનો વિષય નહિ થઇ રહે, અને બારીબારણાં ખુલ્લાં રાખી રહેનાર તથા બહાર ફરનાર એ સ્પર્શના વિષયરૂપ થઇ રહે એમાં સૂર્યનારાયણનો

પક્ષપાત કોઈ કરી શકે તેમ નથી અને શ્રી સૂર્યનારાયણમાં વૈષમ્યનો કોઇ સુજ્ઞ આરોપ કરે તેમ નથી.

આ જ પ્રમાણે પરમાત્માનો અનુગ્રહ સર્વત્ર પ્રસરી રહે છે છતાં તેના વિષયરૂપ થવામાં જે પ્રકારની કૃતિઆદિની અપેક્ષા હોય તેવી કૃતિઆદિ ન કરવામાં આવે અથવા તેથી વિપરીત કૃતિઆદિ કરવામાં આવે અને તેમ કરવાથી તે કર્તા એ અનુગ્રહને ન ઝીલી શકે અર્થાત્ પોતે તેના વિષયરૂપ ન થઇ રહે અને ઇતર સુજ્ઞ તેને અનુરૂપ કૃતિઆદિ કરવાથી તેને ઝીલી શકે અર્થાત્ તેના વિષયરૂપ થઈ રહે તો એમાં પરમાત્મામાં પક્ષપાત કે વૈષમ્યનો આરોપ કેવી રીતે કરી શકાય ? ન જ કરી શકાય.

જેમ સૂર્યનારાયણનો પ્રકાશ ઝીલવામાટે ગૃહના બારીબારણાં ખુલ્લાં રાખવાની જરૂર છે અથવા ખુલ્લે શરીરે પ્રકાશમાં જવાની જરૂર છે તે જ પ્રમાણે શ્રી પરમેશ્વરનો અનુગ્રહ ઝીલવા માટે અંતરનાં બારીબારણાં ખુલ્લાં કરવાની અને મલાદિને દૂર ધરી પવિત્ર ભક્તિમય આંતર શરીરે એ અનુગ્રહમાં જવાની જરૂર છે. તાત્પર્ય કે જે પરમાત્માને પોતાના પ્રિયતમ ગણે છે, જે પરમાત્માવિષે યથાર્થ પ્રેમલક્ષણા ધરે છે અને તેથી પ્રપત્તિને સાધી રહ્યા છે તે જ પુરુષવરો એ અનુગ્રહને ઝીલી શકે છે, એ અનુગ્રહના વિષયરૂપ થઈ શકે છે. આથી જે શાસ્ત્ર પરમેશ્વરને કર્મસાપેક્ષ સ્થાપે છે તેમના સિદ્ધાન્તપ્રમાણે અનુગ્રહની પ્રાપ્તિમાટે મનુષ્યોમાં ભક્તિ, પ્રપત્તિ આદિની અપેક્ષા રહે છે. એને અપેક્ષીને પરમાત્મા પોતાનો અનુગ્રહ તેના ઉપર કરે છે અથવા એના બલે તે પરમેશ્વરના અનુગ્રહના વિષયરૂપે પોતાને કરી શકે છે એ બંને કથન સમાન અર્થનાં જ છે.

કર્મની અપેક્ષા રાખ્યાવિના પણ પરમેશ્વર અનુગ્રહ કરે છે એમ કર્માનપેક્ષ પરમેશ્વરનું સ્વરૂપ પ્રતિપાદન કરનાર શાસ્ત્ર આ ભક્તિ, પ્રપત્તિ આદિની નિયમે કરીને પરમેશ્વરે અપેક્ષા રાખવી જ જોઇએ એવું બંધન પરમેશ્વરને આરોપતાં નથી, અને તે પણ અયોગ્ય નથી, યુક્તિયુક્ત જ છે. મનુષ્યપ્રજામાટે ભક્તિ, પ્રપત્તિઆદિની પ્રયત્નવડે સિદ્ધિની અપેક્ષા સ્થાપવામાં આવે તોપણ જે અકર્મજન્ય દેવાદિ વ્યક્તિઓ છે, તેમ જ ઈશ્વરગર્ભની વ્યક્તિઓ છે છે તેમનામાં એની અપેક્ષા પરમેશ્વર રાખે છે એવો નિયમ સ્થાપી શકાય તેમ નથી. તેમના ઉપર તો સ્વભાવથી જ પરમેશ્વરનો અનુગ્રહ હોય છે એટલે કે તેમનો સ્વભાવ જ એવો છે કે જેથી તેઓ પર-

આત્માના અનુગ્રહને ઝીલી શકે છે, પ્રેમ બાહ્યપદાર્થ ઉપર અવલંબન કરી રહેનાર નથી પણ પરસ્પરની વચ્ચેનો કોઇ સ્વાભાવિક સંબંધ છે, એ લોકમાં પણ નિરીક્ષણ કરવાથી જણાય તેમ છે. આમ હોવાથી ભવભૂતિ કવિએ જણાવ્યું છે કે,

**व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु**
**र्नखलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ।**
**विकसति हि पतंगस्योदये पुण्डरीकं**
**द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥**

પદાર્થોના અંતરમાં રહેલો કોઇ હેતુ જ તેમને પરસ્પરપ્રતિ આકર્ષે છે અને શુદ્ધ પ્રીતિ બાહ્ય ઉપાધિનો આશ્રય કરી ઉદય પામતી નથી; સૂર્યનો ઉદય થાય છે ત્યારે દિવસનાં કમલ ખીલે છે અને ચંદ્રનો ઉદય થાય છે ત્યારે ચન્દ્રકાન્તમણિ દ્રવે છે. એ જ કવિ સ્પષ્ટપણે પણ શ્રીરામચંદ્રજીને મુખે બોલાવે છે કે **स्नेहश्च निमित्तसव्यपेक्षश्च इति विप्रतिषिद्धमेतत्** । સ્નેહ હોય અને તે અમુક નિમિત્તની અપેક્ષા રાખનાર હોય એ વિરોધી વચન છે. અન્યત્ર પણ એ જ કવિ કહે છે કે **तमप्रतिसंख्येयमनिबन्धनं प्रेमाणमामनन्ति** ॥ ઋષિઓ એ અચિંત્ય અને અકારણ પ્રેમ છે એમ કહે છે. તેથી પરમેશ્વરનો અનુગ્રહ અમુક વ્યક્તિવિશેષ સ્વભાવથી ઝીલી શકે અર્થાત્ વ્યક્તિવિશેષ અનુગ્રહના વિષયરૂપ થઇ રહે એ સ્વભાવિક છે. તાત્પર્ય કે એમાં કોઇની પણ અપેક્ષા નથી અને સ્વભાવ એ જ માત્ર કારણ છે. તેથી આ રીતે કોઇ વ્યક્તિ વિશેષ અનુગ્રહના વિષયરૂપ થઇ રહે તો તે દુષ્ટર જ છે, અને એમાં પણ વૈષમ્યનો દોષ લાગે તેમ નથી. કેમકે જેમ ભક્તિ પ્રપત્તિ કરનાર જીવો એ અનુગ્રહને ઝીલી શકે છે તેમ આ અન્ય વ્યકિતઓ પોતાના સ્વભાવથી જ એ અનુગ્રહને ઝીલી શકે, અને જેનામાં ભકિત—પ્રપત્તિ નહિ સધાઇ હોય તે જેમ અનુગ્રહને ઝીલી શકે નહિ તેમ અહિં પણ જેનામાં એવો સ્વભાવ નહિ હોય તે પણ એને ઝીલી શકે નહિ. તેથી જેમ કર્મસાપેક્ષ અનુગ્રહ થાય એમ માનવામાં વૈષમ્ય નહિ રહે તે જ પ્રમાણે સ્વભાવવિશેષસાપેક્ષ અનુગ્રહ થાય એમ માનવામાં પણ વૈષમ્ય રહે તેમ નથી. આ રીતે બંને પક્ષે પરમેશ્વરનો અનુગ્રહ વ્યક્તિવિશેષપ્રતિ થાય તો તેમાં વૈષમ્યની પ્રાપ્તિ આવતી નથી છતાં એ અનુગ્રહ હોઇ શકે છે એ સિદ્ધ થાય છે. (અપૂર્ણ.)

—•—

**जे० जे० कणीया.**

# उपासनानां मूलतत्त्वो.

**ઉપાસનાકાંડનો કર્મ અને જ્ઞાનકાંડસાથેનો સંબંધ.**

જેમ શ્રીમહાદેવજીના પૂજનમાં ત્રિદલ બિલ્વપત્ર વિહિત છે, અને ખંડિત બિલ્વપત્ર નિષિદ્ધ છે, તેમ વેદાર્થનિર્ણય કરનાર શ્રેયઃસાધકને કર્મ, ઉપાસના અને જ્ઞાન–એ ત્રણ કાંડના તાત્પર્યને જાણવાની અગત્ય છે. જેઓ એક કાંડને પકડી વેદાર્થનિર્ણય કરવા માગે છે તે એક નેતરજેવા સોટીવાળા વૃક્ષનો આશ્રય કરે છે. તેમને નથી છાયા મળતી; નથી પુષ્પ તથા ફલ મળતાં; માત્ર ઉજાણી કરવા જનાર જેમ મોટાં વટવૃક્ષ ન મળવાથી ક્ષુદ્ર લીલોતરી શોધે તેમ કેવલ કર્મનો આશ્રય કરી આનંદ માણે છે. જેઓ એકલા જ્ઞાનકાંડને જ વળગે છે અને કર્મ તથા ઉપાસનાના સંબંધને છોડે છે તેઓ સૂકા સ્થાણુને વળગે છે. તેમને આ જીવનમાં નથી ધર્મબલની પ્રાપ્તિ થતી, કે નથી થતી ભોગસિદ્ધિ; મોક્ષસુખ તો કદાચ તેઓ માની લેતા હોય છે. કર્મ અને જ્ઞાન એ બે કાંડનું અનુસંધાન કરનાર વેદવૃક્ષની મધ્યમ ડાળી ઉપાસના છે. આ ત્રણ કાંડવાળા વેદવૃક્ષનો આશ્રય જેઓ સેવે છે તેમને જ છાયા, પુષ્પપત્ર, તથા ફલ મળે છે.

**ઉપાસનાકાંડની મીમાંસા, આરણ્યક ગ્રંથોના અધ્યયનનો લોપ અને તેથી ઉપાસનાની અબોધ્ય લિપિ ઉકલી શકતી નથી.**

શોચનીય તો એ છે કે વેદરાશિના અધ્યયન કરનારા અને વેદાનુકૂલ સ્મૃતિ, ઇતિહાસ, પુરાણાદિ ગ્રંથોને વાંચનારા આ મધ્યમકાંડનાં મૂલતત્ત્વો જાણતા નથી, તો મીમાંસા તો શાની જ કરી શકે ? વેદનું અધ્યયન કરનારા નથી યજ્ઞવૈભવને જોતા કે નથી તેનું અનુષ્ઠાન કરતા; તેમ ઉપનિષદ્ ગ્રંથોના પોણા ભાગમાં ગુંથાયેલા ઉપાસનાકાંડના મર્મને ઉકેલવા શ્રમ જ કરતા નથી, અને જાણે તે ભાગ ચીનાઓની અબોધ્ય લિપિ હોય એમ માની જ્ઞાનકાંડની ડાળને વળગે છે. ઉપાસનાની અબોધ્ય જેવી જણાતી લિપિની બારાખડી આરણ્યક ગ્રંથોમાં

આપવામાં આવી છે, પણ નગરનિવાસની તૃષ્ણાવાળા આ અરણ્યમાં અધ્યયન કરવાના કાર્યને **अरण्ये रुदितम्** જેવું માને છે. પરંતુ આરણ્યકમાં અરણ્યરુદન નથી, પણ પરમાત્માના યોગનિદ્રામાં પડેલા ચિત્તને જગાડનારી દૈવી પ્રાર્થના છે. નગરનિવાસમાં—સંસારના અટ-પટા ચક્રના ફરવામાં—લક્ષ્મીજી પગ તળાંસી જેમ વિષ્ણુની યોગ-નિદ્રાને પુષ્ટિ આપે તેમ પ્રભુના હૃદયને ઘણા ઉંડા ભાગમાં આપણે જવા દઇએ છીએ અને આપણા પ્રતિ ખેંચી શકતા નથી. હૃદય ગુહામાં સૂનારા "પુરાણ અને સનાતન" ઇશ્વર ચેતનને યોગનિદ્રા-માંથી જગાડવાનો, અને આપણા ઉપર અનુગ્રહદૃષ્ટિ કરાવવાનો એક જ માર્ગ છે અને તે ઉપાસના છે. વેદવૃક્ષની તે મધ્યમ ડાળી છે. ત્યાંથી તમારી મરજીમાં આવે તો કર્મની ડાબી ડાળીઉપર જાઓ, અને મરજીમાં આવે તો જ્ઞાનની જમણી ડાળીઉપર જાઓ. મધ્યમ કેન્દ્રનો એવો મહિમા છે કે બંને ડાળીઓ હાલંડોલં થાય તોપણ મધ્યમ શાખા સ્થિરવત્ રહે છે. પડવાનો ત્યાં ભય નથી. કર્મની ડાળીએ લચી જતાં ભૂપૃષ્ઠઉપર આવવાની ચિંતા નથી એટલે ત્યાં સંસારની ઝોક નથી, તેમ જ્ઞાનની જમણી ડાળીએ બેસી "વિષ્ણુના પરમપદ"માં ઉડી ત્રીજું પગલું ક્યાં મૂકવું તેની શોધ કરવાની ચિંતા નથી, અર્થાત્ સ્વર્લોકમાં ઉડી લોકયાત્રાનું નિર્વહણ કરવા અસમર્થ થવાનો પ્રસંગ નથી, પરંતુ અંતરિક્ષમાં દેવગંધર્વની પેઠે રહી ભૂલોકના ભોગને અને સ્વર્લોકના વૈભવને આપણે ભોગવી શકીએ છીએ. આવો નિર્ભય ભોગમોક્ષને આપનારો ઉપાસનાકાંડ જેઓ જાણતા નથી, જાણે છે તો તેના મર્મને ઉકેલે તેવી ઉપાસના કરતા નથી તેઓ ખરી રીતે વેદભ્રષ્ટ અથવા સંસ્કારવિનાના ત્રૈવર્ણિકો છે. શ્રેયઃસાધકે આ દોષથી બચવાની જરૂર છે. તે વિના પોતાને પ્રાપ્ત થયેલા ગુરુના મહિમાનું ભાન તેઓ કરી શકવાના નથી; તેમ ઇતર પામરજનોકરતાં ચઢીઆતાપણું દર્શાવી શકવાના નથી.

કેવલ કર્મ અથવા અ-વિદ્યા અને કેવલ ઉપા-સના અથવા વિદ્યા.

વેદમાં કેવલ કર્મને એટલે રહસ્યજ્ઞાનવિનાની ધર્મક્રિયાને અવિદ્યા એવું નામ આપવામાં આવે છે, અને રહસ્યજ્ઞાનપૂર્વક કરવામાં આવતી ક્રિયાને ઉપાસના અથવા વિદ્યા કહેવામાં આવે છે. ઉપાસના શબ્દ **आस्+उप** એ ધાતુઉપરથી ઉત્પન્ન થયેલો છે, અને

તેના અનુષ્ઠાનમાં આ-

પણાં રોકાયલાં બહિઃપુર અને અંતઃપુર.

તેનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ એવો છે કે "અત્યંત પાસે બેસી પ્રેમભાવથી ચિંતન કરવું." આવા ચિંતનવડે ચિંતનીય અથવા ધ્યેય વસ્તુનો સાક્ષાત્કાર થાય છે તેથી તેનું નામ વિદ્યા કહેવાય છે. જ્યારે કેવલ કર્મના અનુષ્ઠાનમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોનો એટલે દશ કરણોનો એટલે કે આપણા બહિઃપુરનો ઉપયોગ થાય છે, ત્યારે ઉપાસનામાં અંતઃકરણની ચાર શાખાનો અને પ્રાણમય કોશનો એટલે કે આપણા અંતઃપુરનો ઉપયોગ થાય છે. બહિઃકરણોવડે આપણે બાહ્ય પૂજન અર્ચન કરી શકીએ, ત્યારે અંતઃકરણવડે આપણે માનસ યજન કરી શકીએ છીએ. બહિઃપુરવડે દ્રવ્યયજ્ઞ અથવા બાહ્યયજ્ઞ કરીએ, ત્યારે અંતઃપુરવડે જ્ઞાનયજ્ઞ અથવા આંતરયાગ કરી શકીએ.

અંતઃકરણની ઇચ્છા અથવા સંકલ્પશક્તિસાથે ઉપાસનાનો સંબંધ. દેવતા અને અંતર્યામી ઇશ્વર જ્ઞેય, ધ્યેય અને પ્રાપ્તવ્યવર્ગમાં પડતા હોવાથી ઉપાસનાના વિષયરૂપ થાય છે.

આપણા અંતઃકરણની જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિનો વેદના તત્ત્વજ્ઞાન, ઉપાસના અને કર્મસાથે પ્રત્યક્ષ સંબંધ છે. જ્યારે જ્ઞેય, ધ્યેય અને પ્રાપ્તવ્ય—એક જ હોય ત્યારે તે ઉપાસ્યવર્ગમાં પડે છે. સંસારના શુભ અને અશુભ પદાર્થો વ્યવહાર દૃષ્ટિથી જ્ઞેય છે, પણ તે પુરુષાર્થના સાધનભૂત નહિ હોવાથી ધ્યેય નથી એટલે ઇચ્છાના વાસ્તવ વિષય નથી. તેમાં પણ શુભ પદાર્થો ધ્યેય બને, પરંતુ તે પ્રાપ્તવ્યકોટિમાં પડતા નથી. ધ્યેય પદાર્થ પ્રિય હોય અથવા પ્રેયસ્ હોય પરંતુ હિતરૂપ અથવા શ્રેયસ્ ન હોય તેથી તે પ્રાપ્તવ્ય ગણાતા નથી. આપણાં કર્માનુબંધનથી પ્રાપ્ત થયેલાં સ્ત્રી પુત્રાદિ જ્ઞેય છે, પ્રિય હોવાથી ધ્યેય પણ છે, પરંતુ અનાત્મભૂત હોવાથી પ્રાપ્તવ્ય નથી. જેટલા જેટલા અંશમાં જ્ઞેય, અને ધ્યેય પદાર્થમાં આધારભૂત આત્મવસ્તુ ઉપસી આવે તેટલા તેટલા અંશમાં તે તે પદાર્થો પ્રાપ્તવ્યકોટિમાં પડે છે. આથી સંસારના પ્રાણિપદાર્થોમાં જે જે દેવતા અથવા તેના અભિમાની આત્માનું પ્રાપ્તવ્યપણાથી ભાન થાય તે તે ઉપાસ્ય ગણાય, અને સર્વ પદા-

થોમાં સમાનભાવે પકડવા યોગ્ય એટલે પરમ પ્રાસવ્ય ઈશ્વરાત્મા તે પરમ ઉપાસ્ય ગણાય.

પ્રોષિતભર્તૃકા સ્ત્રીનું પતિસંબંધી ઉપાસનાનું વ્યાવહારિક દૃષ્ટાન્ત. તેમાં પતિનો અભિમાની ગૌણ અને અંતર્યામી ઈશ્વર

જેમ પ્રોષિતભર્તૃકા પત્ની પોતાના પતિની ઉપાસના કરે તેમાં સ્થૂલદેહના અભિમાની પતિ તે સ્ત્રીના ગૌણ ઉપાસ્ય અને તેના અંતર્યામી ઈશ્વર મુખ્ય ઉપાસ્ય છે. તેમ ઉપાસનાના વિષયભૂત તે તે દેવતાઓ ગૌણ ઉપાસ્ય અને તેના અંતરાત્મા ઈશ્વર મુખ્ય ઉપાસ્ય છે.

મુખ્ય ઉપાસ્ય.

સંપ્રજ્ઞાત યોગ અને ઉપાસનામાં સ્વરૂપનો ભેદ.

સંપ્રજ્ઞાત યોગના વિષયભૂત પદાર્થો આત્મા અને અનાત્મા બંને હોઈ શકે છે. પ્રકૃતિ અને તેના વિકારમય પદાર્થો યોગના વિષયરૂપ બની શકે છે; જ્યારે ઉપાસનાનો વિષય અભિમાની દેવતા અને સગુણ બ્રહ્મ અથવા ઈશ્વર જ હોઈ શકે છે. યોગના અને ઉપાસનાના સ્વરૂપમાં આ મુખ્ય ભેદ છે.

યોગજ ધર્મ અને દેવતાપ્રસાદવડે ઉત્પન્ન થનારી પ્રજ્ઞામાં ભેદ.

વળી યોગાભ્યાસમાં પરિણામે જે સવિશેષ પ્રજ્ઞા પ્રકટ થાય છે તે યોગજ ધર્મવડે ચિત્તમાં જે સંસ્કાર આવે છે તેનું ફલ છે, જ્યારે ઉપાસનાના પરિણામમાં જે ભોગમોક્ષની પ્રાપ્તિ થાય છે તેમાં ઉપાસ્યદેવનો પ્રસાદ અથવા અનુગ્રહ અને ઉપાસ્યનો સાક્ષાત્કાર કારણરૂપ હોય છે. યોગજ ધર્મ ઘણે ભાગે સ્વપરાક્રમથી પ્રકટે છે, ત્યારે ઉપાસનાવીર્ય દેવતાપ્રસાદથી પ્રકટે છે. યોગજ ધર્મવડે પ્રકટ થતી સિદ્ધિઓમાં પતનનો ભય હોય છે; ઉપાસનાવીર્યવડે પ્રકટ થતા ભોગમોક્ષના વૈભવમાં ઇષ્ટ દેવતાની અંકુશ અને અભયમુદ્રા રક્ષક હોય છે. આ પ્રમાણે યોગના અને ઉપાસનાના ફલોદયના નિયમમાં ભેદ હોય છે.

ઉપાસનાકાંડની નારદાદિ

ઉપાસનાકાંડનું મીમાંસાશાસ્ત્ર નારદાદિ મહર્ષિઓનું રચેલું હાલ લુપ્ત થયેલું છે, પરંતુ પાછળના જ મંત્રશાસ્ત્રના વાઙ્મયમાં અને કલ્પગ્રંથોમાં

**મહર્ષિ–પ્રણીત મીમાંસાનો લોપ; મંત્રશાસ્ત્રમાં તેની અવશિષ્ટ સ્મૃતિ. ઉપાસનાજન્ય વીર્યવાળા કેવલ બ્રહ્મવિચારકકરતાં શી રીતે ચઢીઆતા હોય છે ?**

તેના છૂટા છવાયા ભાગો સ્મૃતિરૂપે અવશિષ્ટ રહ્યા છે. બ્રહ્મમીમાંસામાં પણ ઉપાસનાવિષયક મીમાંસા થઇ છે, પરંતુ તે શાસ્ત્ર પ્રધાનપણે જ્ઞેયબ્રહ્મનું પ્રતિપાદક હોવાથી ઉપાસ્યબ્રહ્મસંબંધી જે પ્રતિપાદન કરે છે તે ગૌણ છે. કૈવલ્ય મોક્ષપ્રતિ તે બ્રહ્મમીમાંસા અથવા ઉત્તરમીમાંસાનુ ખાસ વલણ છે, તેથી જ નિર્દોષ ભોગસિદ્ધિ અને ક્રમમોક્ષસંબંધી તેના વિચારો વર્તુલની કીનારીએ વળગતી લીંટી પેઠે માત્ર સ્પર્શ કરનારા હોય છે, પણ ભીતર પ્રદેશમાં ઉતરેલા હોતા નથી. આથી કેવલ બ્રહ્મમીમાંસાના વિચારકો વિદ્યાવીર્યવિનાના હોય છે, ત્યારે કૃતોપાસ્તિ બ્રહ્મવિચારકો લોકયાત્રાનું નિર્વહણ કરવાના સામર્થ્યવાળા અને ભોગનો અને મોક્ષનો અવિરોધીભાવ ભજવનારા હોય છે. આ પ્રમાણે બ્રહ્મમીમાંસા અને તદનુસારી વેદાન્તશાસ્ત્રના અભ્યાસકોની જ્ઞાનોદયપદ્ધતિમાં અને સગુણ–ઈશ્વરમીમાંસા અને ઉપાસનાશાસ્ત્રની પદ્ધતિમાં પણ ભેદ છે. કેવલ અવિદ્યા અથવા કર્મમાં, કેવલ વિદ્યા અથવા યોગમાં, કેવલ બ્રહ્મદર્શન અથવા જ્ઞાનમાર્ગમાં જે નથી તે ખોટ આ સગુણ ઈશ્વરદર્શન અથવા ઉપાસનામાર્ગ પૂરી પાડે છે. કેવલ કર્મ જડતા લાવે છે; કેવલ યોગ ચિત્તને સિદ્ધિમદમાં ખેંચી જાય છે; કેવલ જ્ઞાન સંસારના કર્કશ જીવનમાં ટકવાનું અને લોકયાત્રાના નિર્વહણનું બલ આપતું નથી પરંતુ નિતાન્ત નિવૃત્તિમાં ખેંચી જાય છે, ત્યારે સગુણ ઈશ્વરની ઉપાસના ઉપાસકને પ્રતિભાશાળી, વિનીત અને તે સાથે શ્રીકૃષ્ણવત્ દેવાસુરસંગ્રામમાં ટક્કર ઝીલવાને સમર્થ બનાવે છે.

**અંતઃકરણ અથવા અંતઃપુરની પાંચ શક્તિઓઃ ઉત્પત્તિ, સ્થિતિ, સંહાર, તિરોધાન અને અનુગ્રહ કરવાની, છેવ-**

ઉપર જણાવી ગયા તેમ જ્યારે કર્મ અથવા અવિદ્યા બાહ્ય કરણોવડે રચાય છે, ત્યારે ઉપાસના અથવા વિદ્યા અંતઃકરણવડે રચાય છે. આ અંતઃકરણ, જેની મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર એવી ચાર શાખાઓ છે તેને ઉપાસના કરવામાં શી રીતે યોજવું એ પ્રથમ વિચાર કર્તવ્ય છે. અંતઃકરણની જ્ઞાન,

ટની બે શક્તિનું સ્વરૂપ અને ઉપયોગિતા ઉપાસનાવડે વ્યક્ત થાય છે.

ઇચ્છા અને ક્રિયા એવી ત્રણ પ્રકારની શક્તિ કેટલાક વિચારકો માને છે. પરંતુ ઉપાસનાશાસ્ત્રના પારંગત પુરુષો તેમાં બે અધિક શક્તિ માને છે, અને તે શક્તિને તિરોધાન અને અનુગ્રહ એવું નામ આપવામાં આવે છે. જ્યારે જ્ઞાન, ઇચ્છા અથવા ક્રિયાનો એટલો બધો તીવ્રવેગ પ્રકટે કે અંતઃકરણ અત્યંત તંગ દશામાં આવી તેની વૃત્તિનો વિચ્છેદ થવાનો પ્રસંગ આવે ત્યારે તેના બલના રક્ષણાર્થે તેને સુષુપ્તિ અથવા મૂર્છા આવે છે. આ અંતઃકરણની એક સ્વાભાવિક શક્તિ છે, અને તે દૈનંદિન સુષુપ્તિસમયે પ્રકટ થાય છે. હીપ્નોટીઝમ વગેરે કૃત્રિમ ઉપાયોથી પણ તેવી સ્થિતિ પ્રકટે છે. આ તિરોધાનશક્તિના ઉદયસમયે જેમ ચંદ્રબિંબ ગ્રહણસમયે ઢંકાઇ જાય તેમ અંતઃકરણબિંબ પોતાનાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિનાં કિરણો ફેંકતું નથી, પરંતુ તમસના પટલવડે ઢંકાઇ જાય છે, જ્યારે આ અંતઃકરણનું બિંબ આવા પટલથી ઢંકાય છે, ત્યારે બહિર્મુખ થઈ અત્યંત વેગવડે વૃત્તિવિચ્છેદ પામવાના ભયમાંથી તે બચે છે, અને ભીતર બલની જમાવટ કરી શકે છે, બાહ્ય વિષયપ્રતિની એકાગ્રતાને બદલે આંતર વિષયપ્રતિની એકાગ્રતા સાધવાને તેને આ સ્થિતિમાં નૈસર્ગિક સરલતા પ્રાપ્ત થાય છે. આવરણવડે જ્યારે બિંબ ઢંકાય ત્યારે પ્રતિબિંબ અથવા આભાસ પ્રતીત થતો અટકે છે. પરંતુ બિંબનાં પાછાં ફરતાં કિરણોવડે બિંબ અધિક સતેજ થાય છે, અને તેની પ્રભા આવરણની કિનારીમાંથી ઘણા સૌન્દર્યથી બહાર ઝળકે છે. વિષયોથી પરાંઙ્મુખ થયેલી, અને આત્મબિંબને વળગતી અંતઃકરણની વૃત્તિજ્વાલ જ્યારે તમઃપટલને ભેદી કિરણમુકુટરૂપે ઝળકે છે ત્યારે આનંદાત્મક અનુગ્રહકલાને ચિત્ત પ્રકટાવે છે.

તિરોધાન અને અનુગ્રહ અથવા લય અને આનંદ કલા, લૌકિક જ્ઞાન,

ઉપાસનામાં અંતઃકરણની આ લયશક્તિ અને આનંદશક્તિ વ્યક્ત થાય છે. કેવલ કર્મ અથવા અવિદ્યાથી લૌકિક જ્ઞાન, લૌકિક વિષયોની ઇચ્છા અને લૌકિક ઇન્દ્રિયપ્રવૃત્તિ થાય છે, પરંતુ ઉપાસનામાં એકવાર સઘળાં લૌકિક જ્ઞાન,

ઇચ્છા અને ક્રિયાની ઉપરામતા થયા પછી પ્રકટે છે.

ઇચ્છા અને ક્રિયાઓ આવૃત થાય છે. સંસારીજનો આવા ઉપાસકને સુમ કલાવાળો અથવા સ્વપ્નાવસ્થામાં રમતો માને છે, પરંતુ ભીતરની તે આનંદકલાને વ્યક્ત કરવા લયશક્તિનો આશ્રય લે છે તે ઘણા થોડા જ સમજે છે. લયશક્તિનો કેટલો પ્રભાવ છે તે જેઓ નિદ્રાના લાભને ખુએ છે તેમને પૂછવાથી સમજી શકાશે.

રાગદ્વેષાદિ આવેશજન્ય આવરણ અને સંયમજન્ય લયમાં સ્વરૂપે અને ફલે કરીને ભેદ.

અત્યંત રાગવાળી અવસ્થામાં, અત્યંત ક્રોધવાળી અવસ્થામાં, અને એવા ભિન્ન ભિન્ન આવેશોની તીવ્રકલામાં અંતઃકરણ જાગ્રતસમયે પણ મૂઢ બને છે. પરંતુ પરવશતાજન્ય આ મૂઢતા છે, ત્યારે ઉંચી આનંદકલાને મેળવવાના ઉપાસકના પ્રયત્નની આરંભદશામાં અંતઃકરણની બુદ્ધિપૂર્વક સેવાયેલી લયભૂમિકા થાય છે, આવેશપરવશતાને લીધે થતી મૂઢતા અને સંયમજન્ય લય—એ બેમાં સ્થિતિની સમતા છતાં ફલમાં ભેદ હોવાથી ઘણો ભેદ છે. આવેશજન્યમૂઢતા પરિણામે શૈથિલ્ય અને દુઃખ લાવે છે, જ્યારે સંયમજન્ય લય પરિણામમાં બલ અને આનંદ પ્રકટાવે છે.

ઇચ્છાશક્તિ અથવા કલ્પનાશક્તિની બે શાખાઓઃ સંકલ્પ અને વિકલ્પ નામની

જગત્જાલમાં ગુંચાયેલા ચિત્તને લયભૂમિકાની શાંતિ અને અનુગ્રહભૂમિકાનો આનંદ પ્રકટાવવા વિદ્યા અથવા ઉપાસના એક અમોઘ સાધન છે. અંતઃકરણની ચિત્તશાખામાં કલ્પનાશક્તિનું—ઇચ્છાશક્તિનું—બલ હોય છે. તેથી અંતર્ગત વાસનાપ્રમાણે ચિત્ત કલ્પનાઓ કર્યાં જ કરે છે. તે કલ્પનાઓ જ્યારે સમ્યક્ વસ્તુવિષયક ચાલે છે ત્યારે સંકલ્પ કહેવાય, અને ઇષ્ટ વસ્તુથી વિરોધી વસ્તુવિષયક હોય છે ત્યારે વિકલ્પ કહેવાય છે. ઉદાહરણ તરીકે પોતાના પ્રિયતમ પતિસંબંધી પત્ની વિયોગકાળે જે જે ભાવના અથવા કલ્પનાઓ તેમના દેહ, ચેષ્ટા અને ગુણસંબંધી રચે તે સમ્યક્ અથવા ફલવતી થવા યોગ્ય હોવાથી સંકલ્પ કહેવાય; પરપુરુષ સંબંધી ભાવના અથવા કલ્પના જાગે તો તે વિકલ્પ કહેવાય. સામાન્ય રીતે આ ઇષ્ટ અને અનિષ્ટ કલ્પનાવડે મન સતત

ડોલતું રહે છે. જ્યારે ઇષ્ટવિષયક કલ્પના વેગવાળી થાય અને અનિષ્ટવિષયક કલ્પના દબાઈ જાય ત્યારે ભાવનાનો અથવા કલ્પનાનો પ્રકર્ષ થાય છે. જ્યારે આ ભાવનાનો પ્રકર્ષ થાય, ત્યારે ચિત્ત પોતામાં ભાવનીય પદાર્થનું મૂર્તરૂપ ઘડે છે; અને તે મૂર્તરૂપવાળા ભાવનીયના પુનઃ પુનઃ ચિંતનવડે જેમ વછોડેલી કમાન પોતાના મૂળ વળવાળી થાય છે, તેમ ભાવનીય પદાર્થના વળવાળી બને છે, ભાવનીય પદાર્થના ગુણધર્મો તે પ્રકટાવે છે.

અંતઃકરણની સંકલ્પશક્તિ વસ્તુતઃ પુરુષપક્ષપાતી છે, સંસારપક્ષપાતી નથી. પુરુષ પક્ષપાતનું સ્વરૂપ.

જેમ પૃથ્વીનો સ્વભાવ નિવૃત્તિગામી અથવા સ્થિતિસ્થાપક છે, જેમ જલનો સ્વભાવ નિમ્નગામી છે, જેમ અગ્નિનો સ્વભાવ ઊર્ધ્વગામી છે, જેમ વાયુનો સ્વભાવ તિર્યંગ્ગામી છે, અને જેમ આકાશનો સ્વભાવ બિંદુગામી છે, તેમ અંતઃકરણનો સ્વભાવ પુરુષગામી છે અર્થાત્ ચૈતન્યપ્રતિ તેનો પક્ષપાત છે. આ વિચાર ઘણાઓને આશ્ચર્યજનક લાગશે, કારણ કે અંતઃકરણ વિષયપક્ષપાતી છે એવું માનવામાં આવે છે. પરંતુ વસ્તુસ્થિતિ જૂદા પ્રકારની છે. કૃત્રિમ ઉપાયોવડે જલને ઉંચે ચઢાવવામાં આવે છે, ત્યારે પાણી ઉંચે ચઢવાના સ્વભાવવાળું છે, એવું માની લેવામાં આવે છે, તેમ સંસારના ચક્રે ચઢેલું અંતઃકરણ પ્રકૃતિ અને તેના વિકારોમાં પક્ષપાતી છે એમ માની લેવામાં આવે છે. વસ્તુતઃ ઉંચે ચઢેલું જલ પોતાની મૂળ ભૂમિકાને શોધતું નીચે વળતું જાય છે, તેમ સંસારચક્રે ચઢેલું અંતઃકરણ કૈવલ્યપ્રતિ ઝુકે છે. પુરુષ અથવા આત્મચેતન તેની અત્યંત નજીક હોવાથી, અને મૂલ પ્રકૃતિની સાત પ્રકૃતિ–વિકૃતિઓ, અને સોળ કેવલ વિકૃતિઓ ક્રમશઃ દૂર હોવાથી ચિત્તદ્રવ્ય પુરુષપક્ષપાતી છે. પ્રકૃતિ–વિકૃતિમાં તે ચિત્તવૃત્તિ જાય તોપણ ત્યાં પુરુષના વૈભવને દેખે કે તરત સુકુમાર સ્ત્રીની માફક લજવાઇ પોતાના પતિના ખોળામાં પાછી પડે છે. પ્રકૃતિ–વિકૃતિમાં પેઠેલું અંતઃકરણ પ્રકૃતિ–વિકૃતિમાં પડેલા પોતાના સ્વામીના આભાસને ખોળે છે. તે આભાસયુક્ત પ્રકૃતિ–વિકૃતિને પોતાના સ્વામીરૂપે માની લેવામાં તે ભૂલભૂલામણીમાં પડે છે, પરંતુ તે ગુંચાયેલી છતાં સ્વામિશોધમાં

જ તેનો વેગ છે. ગુંચાયેલી અબલાનો ઉદ્ધાર કરનાર વીર કહેવાય છે, અને તેને ફસાવનાર પશુ કહેવાય છે, તેમ સંસારચક્રમાં ચઢેલા અંતઃકરણને જેઓ કૈવલ્યગામી બનાવે છે, અથવા પુરુષપક્ષપાત દર્શાવી આપે છે તેઓ વીર ઉપાસક છે, અને જેઓ તેને પ્રકૃતિલીન કરે છે તેઓ પશુકોટિના ગણાય છે.

ઉપાસનાનું પુરુષપક્ષપાતવડે પ્રકટ થતું વીરત્વ–ઉપાસક અને ઉપાસ્યના અભિમાનીનું સાયુજ્ય: ઐહિક સાયુજ્ય–પારલૌકિક સાયુજ્ય.

ઉપાસકનું આવું અંતઃકરણનું પૌરુષ પક્ષપાતી વીરત્વ ઉપાસ્યદેવતાના અનુગ્રહ અથવા પ્રસાદથી પ્રકટ છે. ઉપાસકનો આત્મા ભાવના પ્રકર્ષવડે નાનું જલનું વર્તુલ જેમ મોટા વર્તુલની પાસે આવી મોટા વર્તુલમાં તન્મય થાય છે તેમ ઉપાસ્યદેવતાના અભિમાનીમાં તાદાત્મ્યભાવને પામે છે. ઉપાસનાની સિદ્ધિ જ્યારે સાયુજ્યભાવ પ્રકટે ત્યારે થઈ જાણવી. આવો અખંડ સાયુજ્યભાવ તો તે તે દેવતાના લોકમાં નિવાસ થાય ત્યારે બને છે, પરંતુ ઇતરલોકમાં રહેનાર ઉપાસકને અમુક કાળપર્યંત સાયુજ્યભાવ પ્રકટે છે; અને દેવતાનું જ અભિમાન તેનામાં પ્રવર્તે છે. જેમ પરરાજ્યમાં રહેલા દૂત અથવા પ્રધાનને તે રાજ્યના અંતઃકલહસમયે પણ સ્વરાજ્યનું રક્ષણ જાગતું રહે છે, તેમ પરલોકમાં નિવાસ કરનાર ઉપાસકને પોતાની ઇષ્ટદેવતાના લોકના અભય અને વરની છત્રછાયા તે તે લોકના અંતઃસ્થ પ્રકૃતિક્ષોભસમયે પણ વિદ્યમાન હોય છે. સારાંશ ભૂલોકમાં વસનારને ભુવર્, સ્વર્, મહર્, જન, તપ, અને સત્ય લોક અને તેના અવાન્તર લોકના દેવતાની જો ઉપાસના સિદ્ધ કરે તો તે તે દેવતાના આવેશસમયે તે તે દેવતાના ગુણધર્મો પ્રકટે છે, અને આવેશના અવધિએ તે તે ઉપાસ્ય દેવતાના અભય અને વરની છત્રછાયા હોય છે. પ્રાયણસમયે પણ અનંત ઉપાધિ અને સંકટ હોય તોપણ ઉપાસકને તેની ઇષ્ટદેવતા પોતાના લોકમાં નિર્ભયપણે લઇ જાય છે, અને ત્યાં તેને સાયુજ્યભાવનું સુખ આપે છે. આથી શાસ્ત્રમાં કહ્યું છે કે:—**तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च** તે ઉપાસકને મરણપછી વિદ્યા અને કર્મ એટલે ઉપાસનાનો અને કર્મનો સંસ્કાર, તથા પૂર્વ અભ્યાસજન્ય પ્રજ્ઞા વળગેલી રહે છે, અને તે અનુસાર તેનો ભાવિજન્મ થાય છે.

ઉપાસનાની પ્રાપ્તિ કેવલ શાસ્ત્રવડે થતી નથી, પરંતુ શ્રીસદ્દ્‌ગુરુના ઉપદેશને અનુસાર થાય છે. કઇ ઉપાસના કોણે કેવી રીતે કરવી તેનું સામાન્ય જ્ઞાન શાસ્ત્ર આપે છે, પરંતુ પ્રત્યેક ઉપાસકના અધિકારનો નિર્ણય શ્રીસદ્દ્‌ગુરુ જ કરી શકે છે. ઉપાસનાના દાનને દીક્ષા એવી સંજ્ઞા આપવામાં આવે છે, અને તે એવા હેતુથી કે તેનું દાન થવાથી ઉપાસકના મલનું ક્ષાલન થાય છે. કયા સાધકને કેવી દીક્ષા આપવી તે સંબંધમાં ભાવ, લિંગ અને યોનિ—એ ત્રણની શ્રીસદ્દ્‌ગુરુએ સંયમદ્વારા પરીક્ષા કરવી પડે છે, અને તે પરીક્ષા થયા પછી યોગ્ય ઉપાસના દીક્ષામાં અપાય છે.

ઉપાસનામાં ગુરુદ્વારથી મેળવવાની દીક્ષા.

આપણે ઉપર કહી ગયા છીએ કે ઉપાસનાનો વિષય અંતર્યામી ઇશ્વરચેતન અથવા પરમાત્મા મુખ્ય છે, અને તે તે દેવતાનાં અભિમાની ચેતન ગૌણ છે. જેઓ અંતર્યામી ચેતનની ઉપાસના કરવાનો અધિકાર મેળવી શકયા નથી તેમને તે તે દેવતાના અભિમાનીચેતનસાથે સાયુજ્યભાવ પ્રાપ્ત થતાં સુધી તે તે દેવતાની ઉપાસનાનું સેવન કરવાનું હોય છે. જેમ મનુષ્યોની અનંત જાતિઓ છતાં મનુષ્યત્વ એક છે તેમ કર્મજ અને આજાનજ દેવતાની જાતિઓ અનંત છતાં દેવત્વ એક જ છે. આવું સર્વોત્કૃષ્ટ દેવત્વ પરમ પુરુષમાં એટલે અંતર્યામી ઇશ્વરચેતનમાં સમાયેલું હોય છે, અને તે દેવત્વ અથવા દિવ્યભાવ એક પક્ષે એકાદશ રુદ્ર, દ્વાદશ આદિત્ય, અષ્ટ વસુ, ઇન્દ્ર અને પ્રજાપતિ—એમ તેત્રીસ કોટિ અથવા વર્ગમાં વહેંચાયેલું છે. અગીઆર રુદ્ર દેવતાની અધ્યાત્મપ્રતિષ્ઠા દશ જ્ઞાન અને કર્મ ઇન્દ્રિયોમાં અને અગીઆરમા અંતઃકરણમાં હોય છે; દ્વાદશ આદિત્યોની અધ્યાત્મ-પ્રતિષ્ઠા સંવત્સરના બાર માસમાં એટલે કાલપુરુષમાં હોય છે અને પ્રાણમય શરીર તેનું આયતન છે; આઠ વસુ અગ્નિ—પૃથ્વી, વાયુ—અંતરિક્ષ, આદિત્ય—દ્યૌ તથા નક્ષત્ર—ચન્દ્રમા એ આઠ સ્થાનોમાં પ્રતિષ્ઠિત છે; ઇન્દ્રની પ્રતિષ્ઠા બાહ્ય આકાશમાં અને અંદરના હૃદયાકાશમાં છે; પ્રજાપતિની પ્રતિષ્ઠા યજ્ઞમાં છે. આ તેત્રીસકોટિના દેવો પુનઃ પંચબ્રહ્મ અથવા પાંચ મંત્ર-

ઉપાસ્ય દેવતાના સ્વરૂપનો અને વ્યૂહ અને પરિવારનો નિર્ણય.

દેવતાના વ્યૂહમાં આવી રહેલા છે. જેમ મનુષ્યજાતિ પંચજન કહેવાય છે, અને ભારતવાસીઓ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અને વર્ણેતર એવા પાંચ વર્ગમાં વહેંચે છે, તેમ ઉપાસનાશાસ્ત્રમાં દેવજાતિ પાંચ વ્યૂહમાં ગોઠવવામાં આવી છે. આ પાંચજાતિ અથવા વ્યૂહ તે તે જાતિના પ્રધાન ગુણધર્મને લઇ રચાયેલી હોય છે. આ પાંચ ગુણધર્મો ઉપર કહેલી ચિત્તસત્ત્વની પાંચ શક્તિઓ છેઃ—(૧) સર્જન, (૨) પાલન, (૩) સંહાર, (૪) તિરોધાન, (૫) અનુગ્રહ. આ પાંચ શક્તિના પ્રાધાન્યવાળી દેવજાતિને અનુક્રમે સૌર, વૈષ્ણવ, ગાણુપત્ય, શાક્ત, અને શૈવ—એવાં નામ આપવામાં આવે છે, અને તે જાતિના દેવવર્ગના અધ્યક્ષને સૂર્ય, વિષ્ણુ, ગણુપતિ, શક્તિ, અને શિવ—એવાં અન્વર્થ નામ આપવામાં આવે છે. સર્જન કરવું, પ્રેરણુ કરવું નવનવ ઉન્મેષો જગવવા એ સૂર્યનો પ્રધાન ધર્મ છે. (બ્રહ્મા અથવા વિરાટ્ અભિમાનીને સૂર્ય કહે છે, અને તેની જ્વલંત મૂર્તિ સદા ઉદયવાળી હોવાથી બ્રહ્માની બાહ્ય મૂર્તિ અથવા અર્ચાનો લોપ થયો છે તે લક્ષ્યમાં રાખવાનું છે); ચરાચર સર્ગમાં પેસી તેનું પાલન કરવું એ વિષ્ણુનો પ્રધાનધર્મ છે; સર્વ અંતરાયો અથવા વિઘ્નોનો નાશ કરવો અને ઉપાસકને નિર્વિઘ્નતા આપવી એ ગણુપતિનો પ્રધાન ધર્મ છે; સંસારના તાપથી ત્રસ્ત થયેલા જીવોને મોહનિદ્રા આપી તેના બલને જમાવવા દઇ સ્વરૂપતરફ ખેંચાવાની યોગ્યતા આપવી એ શક્તિનો માતૃધર્મ છે; અને સદા સર્વદા કલ્યાણમય સ્વરૂપમાં રમવાની યોગ્યતા આપવી એ અનુગ્રહ કરનાર આશુતોષ શિવનો પ્રધાન ધર્મ છે.

**અધિદૈવ મંડલની અધિભૂત મંડલમાં વ્યાપ્તિ.**

આ પાંચ દેવવ્યૂહો અને તેત્રિસક્રોટિ અથવા વર્ગના દેવો મળી આ સંસારમાં સર્વપૂજ્ય અથવા અર્ચનીય તત્ત્વોનું મંડલ બને છે તેને અધિદૈવ મંડલ કહે છે. આ મંડલની સત્તા પ્રત્યેક અધિભૂત ગોલકમાં એટલે કે પૃથિવી આદિ ગ્રહોમાં, ચંદ્રાદિ ઉપગ્રહોમાં અને તારકમંડલ અથવા નક્ષત્રમંડલમાં ફેલાયેલી હોય છે. અધિદૈવમંડલની અધિભુત મંડલમાં વ્યાપ્તિ છતાં જ્યાંસુધી અધ્યાત્મભુવન રચાયેલું હોતું નથી, ત્યાંસુધી તે વ્યાપ્તિ બિંદુઆકાર એટલે કેન્દ્રભાવવાળી થતી નથી. અધિદૈવ મંડલ વ્યાપ્ત અથવા વિભુ છતાં લિંગશરીરમાં એટલે અંતર્બહિર્ ઇન્દ્રિયોમાં ગુંચાય છે, અને સ્થૂલ ભૂતમાત્રાથી ઘડાયેલા શરીરમાં તે

કેન્દ્રભાવને પામે છે. એકત્ર થયેલા અધિદૈવમંડલની કલા જે જે બિંબમાં અથવા ભુવનમાં કાર્ય કરતી પ્રતીત થાય તે તે બિંબ અથવા ભુવન સચેતન મનાય છે. જેમાં તે કાર્ય કરતી બંધ થાય તે તે મૃત શંખ—જેવાં ખોખાં ગણાય છે. અધિભૂતમંડલ અને તેના વ્યક્તિમય પદાર્થો આપણા ભોગ્ય છે; ત્યારે અધિદૈવમંડલ અને તેના વ્યક્તિ-રૂપ દેવો આપણા પૂજ્ય છે. અધિદૈવમંડલ અધિભૂતવિના ચેષ્ટાવાળું જણાતું નથી, તેથી પામર અને વિષયી જનોના ભોગ્ય પ્રાણિ પદાર્થો ઉપાસક અને જિજ્ઞાસુના પૂજ્યકોટિમાં પડે છે. તત્ત્વો, કલાઓ અને ભુવનો તેનાં તે જ હોય છે છતાં ઉપાસનાના પ્રભાવથી મનુષ્યો આ નિઃસાર સંસારમાં સસાર અનુભવ લઈ શકે છે.

**પાંચ વ્યૂહોમાં છઠ્ઠો અંતર્યામી પરમાત્માનો અન્વય—પદાર્થ અને વાક્યાર્થનું સ્વરૂપ.**

આ પાંચ વ્યૂહરૂપ મુખ્ય અથવા પ્રધાન દેવતા અને તેત્રિસ-વર્ગરૂપ પરિવારદેવતાથી રચાયેલું આ અધિદૈવ મંડલ "અંતર્યામી અમૃતઆત્મા" ના અંતઃપ્રવેશથી અન્વિત હોય છે. જેમ લીલા નાળીએરમાં મધુર જલ બહારથી લાવીને કોઇ મૂકતું નથી, તેમ પ્રત્યેક ઉપાસકના અથવા ઉપાસ્યદેવના સારભૂત પર-માત્મારૂપ દેવતાને કોઈ લાવી મૂકતા નથી. તે સારભૂત પરમાત્મા—અંતર્યામી—છઠ્ઠા નંબરે અધિદૈવમંડલમાં અન્વિત એટલે નિયમસર પેઠેલા હોય છે. જેમ "આ ગાય દોડે છે"—એ વાક્યમાં—આ, ગાય ઇત્યાદિ પદોના અર્થોઉપરાંત ક્રિયાપદથી અન્વિત અર્થ તે વાક્યાર્થ કહેવાય છે, તેમ આ અધિદૈવમંડલની વ્યૂહદેવતાઓ તથા તેત્રિસ પરિવારદેવતાઓ પદાર્થજેવા છે. અને અંતર્યામી પરમેશ્વર વાક્યાર્થ છે. ઉપાસકના પ્રથમ ઉપાસ્ય આ અધિદૈવમંડલપૈકીની કોઇ દેવતા હોય છે તેનું પારિભાષિક નામ "ઇષ્ટદેવતા" અને વેદાન્તશાસ્ત્રની પરિભાષામાં તેનું તે "ઉપાસ્ય અપરબ્રહ્મ" કહેવાય છે. પરંતુ ઉપા-સ્ય દેવતાના આત્મભૂત છઠ્ઠા અન્વયીને "પરદેવતા" એવું પારિ-ભાષિક નામ આપવામાં આવે છે; અને તેને જ "પરબ્રહ્મ" એવું વિચારકો કહે છે.

દેવતાની વ્યાપ્તિ બે પ્રકારથી અધિભૂતમંડલમાં થાય છે:—(૧) સ્વરૂપે કરીને, (૨) ગુણે કરીને. જેમ અપર ઇષ્ટદેવતા અને સૂર્યમંડલમાં સૂર્યદેવતાની વ્યાપ્તિ સ્વરૂપે

પર અંતર્યામી દેવતાની સ્વરૂપે અને ગુણે કરીને વ્યાપ્તિ.

કરીને છે, અને ભૂલોકમાં તેની વ્યાપ્તિ "ભર્ગ" મૂર્તિદ્વારા એટલે તેનાં કિરણોના ભરાવાથી, તે કિરણોના ચરાચર જગતમાં અંદર રમવાથી, અને તે કિરણોમાં સર્વ પદાર્થોની છેવટે ગતિ કરાવવાથી—ગુણે કરીને હોય છે. પ્રત્યેક ઉપાસકના અંતરાશયમાં ઇષ્ટદેવતા અને પરદેવતાની વ્યાપ્તિ સ્વરૂપે અને ગુણે કરીને હોય છે. તેમાં ઇષ્ટદેવતાની પ્રતીતિ લિંગ શરીરમાં અને સ્થૂલશરીરમાં ઉપાસનાના બળે થાય છે, અને પરદેવતા અથવા અંતર્યામીની પ્રતીતિ કારણ શરીરમાં—અવ્યાકૃત આકાશમાં—થાય છે.

ભાવપરીક્ષા—ભાવસ્વરૂપ વર્ણન.

દીક્ષાસમયે શ્રીસદ્‌ગુરુ યોગબલથી પ્રત્યક્ષ કરી શકે છે કે અમુક સાધક અથવા ઉપાસક અધિદૈવ મંડલની કઈ વ્યૂહદેવતા અથવા કઈ પરિવાર દેવતાના ગુણધર્મવાળો છે; આ પરીક્ષાને ભાવપરીક્ષા કહે છે. સંસ્કૃતમાં ભાવ શબ્દ બે અર્થમાં વપરાય છે: એક અર્થ પ્રેમ છે; બીજો અર્થ રસરૂપ પરિણામમાં પામતો આવેશ છે. ઉપાસનામાં પ્રેમ અને આવેશ બંનેની અગત્ય છે. નારદાદિ મહર્ષિઓ કહે છે કે પ્રેમ—એ એક અનિર્વચનીય રૂપવાળી ચિત્તની સ્થિતિ છે. આ સ્થિતિને ઔપનિષદો અથવા ઉપનિષદ્‌મતાનુસારીઓ આનંદ—એવું નામ આપે છે. અને તેને આત્માનો સ્વભાવધર્મ માને છે. પ્રાણીનો સ્વાભાવિક ઉમળકો અથવા પ્રેમ કોઈ પણ પાત્રમાં પ્રકાશ પામ્યાવિના રહેતો નથી. સ્ત્રીમાં, પુત્રમાં, મિત્રમાં, પશુમાં—એવા કોઇ પણ સંસારી પદાર્થમાં, અથવા પરલોકના સ્વર્ગાદિ પદાર્થોમાં અથવા અસંસારી કોઇ દેવમાં આ સ્વાભાવિક પ્રેમ આવેશપૂર્વક વહે છે. જ્યારે આલંબનના ગુણની તર્કવડે પરીક્ષા કર્યાવિના, તે આલંબનથી મેળવવાના લાભની અપેક્ષાવિના, પ્રેમ જો પ્રતિક્ષણ વધતો જાય, અને વિચ્છેદવિનાનો સ્થિર અનુભવરૂપ બને ત્યારે જાણવું કે તે આલંબનમાં તે ઇષ્ટદેવતા અને તે દ્વારા પરદેવતાને તે મનુષ્ય ઓળખી શકશે એટલું જ નહિ પણ તેની સાથે તે ક્રમશઃ સાયુજ્ય અને કૈવલ્યમોક્ષને પામશે.

ઉપાસનાકાંડમાં ચિત્તના અનિર્વચનીય પ્રેમબલને કયા આલં-

સ્થાયીભાવમાં અને વ્યભિચારીભાવમાં સ્વરૂપમાં અને ફલમાં ભેદ.

બનમાં અને કયા ગુણધર્મોતરફ સ્વાભાવિક પક્ષપાત છે તેની પરીક્ષા કરવી તે ભાવપરીક્ષા છે. આ નૈસર્ગિકભાવ અથવા પ્રેમ, મહિમાના જ્ઞાનવિના વ્યક્ત થતો નથી. મહિમાના ભાનવિનાનો પ્રેમ કૃત્રિમ હોવાથી ચિત્તનો દોષ છે, તે વ્યભિચાર છે, પણ રતિ નથી. વ્યભિચારિભાવ ક્ષણિક ઉગ્ર આવેશ છે, પરંતુ રતિ એ સ્થાયિભાવ છે. ઉગ્ર આવેશ હોળીના અગ્નિની પેઠે અલ્પસમયમાં બળાય છે; સ્થાયિરતિ સ્થિર અગ્નિની પેઠે પાકાદિ ઉપયોગી સામગ્રી પ્રકટાવે છે. વ્યભિચારિભાવના આલંબનને જાર સંજ્ઞા અપાય છે, કારણ કે તે પ્રેમ કરનારના તેજને જરામાં લાવી મૂકે છે; ત્યારે સ્થાયિભાવના આલંબનને પતિ સંજ્ઞા અપાય છે, કારણ કે તે પ્રેમ કરનારના અધ્યાત્મતેજનું પાલન કરે છે. ઉપાસક કયા ગુણધર્મને સ્વભાવથી ઝંખે છે? કઇ શક્તિનો તે વારંવાર વાસનાદ્વારા પ્રસવ કરે છે?— તે શોધીને ઇષ્ટદેવતા અને ઉપાસના અપાય છે.

સૌર, વૈષ્ણવ, ગાણપત્ય, શાક્ત, અને શૈવવ્યૂહ—પૈકી કયા વ્યૂહમાં ઉપાસકનો સ્વાભાવિક પક્ષપાત છે તેનો નિર્ણય.

જે ઉપાસકો—“ અમે કંઈ પરાક્રમ કરીએ, અમુક શોધો કરીએ, અમુક અર્થ મેળવીએ ”—એવી ક્રિયાની ઉત્કટ વાસનાવાળા હોય તેને સૌરવ્યૂહનો ઉપાસક સમજવો; જેઓ—“ અમે અમુક શુભસ્થિતિ જાળવી જાણીએ; જગતની વ્યવસ્થા રાખીએ; રાજધર્મ, દેશધર્મ, કુલધર્મ, ગૃહધર્મ પરસ્પર અબાધિત પામી કીર્તિવાળા થઇએ ”—આવી પાલનક્રિયાની વાસનાવાળા હોય તેને વૈષ્ણવવ્યૂહના સમજવા; જેઓ—“ અમે ગમે તે વિઘ્ન આવે તો પણ ડરીએ નહિ તેને તોડી વિજય મેળવીએ; અમારી નિર્બલતા અને અંતરાયવાળી સ્થિતિનો નાશ કરી સબલ અને નિરંતરાય થઇએ, અને જગતને પણ તેવું બનાવીએ.” એવી સંહારક્રિયાની વાસનાવાળા જણાય તેમને ગાણપત્યવ્યૂહના સમજવા; જેઓ—“ આ સઘળી ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવાનાં સઘળાં બળ મેળવ્યા છતાં સંસારના ત્રિતાપથી મુક્ત થવાતું નથી, તેમ તે ક્રિયા અને તેનાં ફલપ્રતિના મોહથી છૂટાતું નથી, માટે આ મોહજાલ છૂટે એવું ઝંખે છે, તેમને આરંભમાં પંપાળીને સુવાડનાર

માતાજેવી મોહમયી અને અંતમાં પ્રસન્નભાવથી ઉઠાડનારી, સ્તનપાન કરાવનારી બ્રહ્મમયી શક્તિના ઉપાસક થવા લાયક સમજવાં. જેઓ ત્રિકાલમાં ત્રિતાપવાળું જગત્ નથી, ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારક્રિયા કરતા છતાં અશુભ પરિણામને સ્પર્શ કરતા નથી, અને સદા સર્વદા પ્રસાદવાળી અને મંગલમયી સ્થિતિને ઝંખે છે તેઓ શૈવવ્યૂહના ઉપાસક છે. ઉપરના પાંચ સ્થાયિભાવપૈકી કયા ભાવમાં અમુક સાધકનો પક્ષપાત છે એટલે કઇ સ્વાભાવિકી વાસના છે તેનો નિશ્ચય કરી તે તે દેવતાની ઉપાસના અપાય છે. તે પ્રધાન ભાવને અનુસાર જે ઉપાસ્ય ઠરે તેને અંગિપ્રધાનદેવતા અથવા ઇષ્ટદેવતા કહે છે, અને ઇતર ચાર વ્યૂહો અંગદેવતા અને તેનાં પ્રત્યંગો તેત્રીસ પરિવારદેવતા ગણાય છે.

અંગિદેવતા અંગદેવતા પરિવાર દેવતાવડે થતું ચક્ર અથવા યંત્ર. તેની બાહ્ય અને આંતર પ્રતિષ્ઠા. ચક્રવેધભાવ-વર્ણન; અને લિંગ-પરિવર્તન.

ઇષ્ટદેવતા મધ્યબિંદુમાં આવે. ચાર અંગવ્યૂહદેવતા ચાર દિશામાં આવે, અને પરિવારદેવતા મંડલના વર્તુલમાં રહે આવું જે ઉપાસનામાં ઉપયોગી થાય અને ઉપાસકના સ્થાયિભાવનું નિયંત્રણ કરે એવી ભૌતિકી રચનાને ચક્ર અથવા યંત્ર કહે છે. કારણ કે તેમાં ઉપાસકનો ભાવ ચક્રવત્ ફરે છે, તેની બહાર જતો નથી; અને તેના અંતરબલને નિયંત્રિત એટલે કબજામાં લાવે છે. જ્યારે બાહ્ય ચક્ર અથવા યંત્રની અપેક્ષા ન રહે, અને ઉપાસના આપણા દેહના આગમબોધ્ય મર્મસ્થાનોમાં ફરે અને બલની જમાવટ કરે ત્યારે ઉપાસકની ચક્રવત્ ફરતી કુંડલિની—સૂતેલી સર્પિણી—જાગે અને મર્મસ્થાનોને ભેદી—ષટ્ચક્રનો વેધ કરી—ઇષ્ટદેવતાના કેન્દ્રનો અથવા બિંદુનો સર્વાંશ ગ્રાહ કરે ત્યારે કુલકુંડલિની પતિના ખોળામાં પડી કહેવાય.

દેવતાનો ત્રિવિધભાવનો આવેશ—આણુવ, શાક્ત અને શાંભવ. વિદ્યાનું અથવા ઉપાસનાનું ફલ આ લોકમાં અને પરલોકમાં અનુભવાય છે,

ઉપાસ્ય ઇષ્ટદેવતાની સઘળી કલા, સઘળા ગુણો, સઘળા આકારો, અને સઘળી ક્રિયાઓ ઉપાસકની જાગ્રત્ થયેલી કુંડલિનીને—દેહસ્થ અધ્યાત્મશક્તિને—વ્યક્ત થાય અને ઉપાસક ઉપાસ્યદેવની જ કલા, ગુણ, આકાર અને ચેષ્ટાને સંસારયાત્રામાં વ્યક્ત

તેનાં ફલ કેવલ પારલૌકિક કરે ત્યારે ઉપાસ્યનું ઉપાસકચિત્તમાં અવ-
છે તેવું ખોટું મંતવ્ય. તરણ થયું સમજવું. ઉપાસ્ય દિવ્ય લોકમાંથી
મનુષ્યના લોકમાં પ્રકટ થયો જાણવો. આ
ઉપાસ્યઅવતરણને ઉપાસનાકાંડમાં અણુઆવેશ કહે છે. ઇષ્ટદેવતા સંબંધી સ્વાભાવિક સ્થાયિભાવ અથવા પ્રેમ, પર્વતના શિખરમાંથી નાની નદીનો પ્રવાહ નીકળે અને ગિરિમાં વાટ પાડે છે, તેમ લિંગ શરીરમાં સૂક્ષ્મ અણુઓમાં પેસી ઉપાસકનાં ઇંગિત, વર્તન અને વાણી—અથવા નેન, ચેન, અને વેણુ—ને પલટાવી સરસ વાટ પાડે છે. ઉપાસકના લિંગ શરીરઉપર ઇષ્ટદેવતાના ભાવની જ્યારે અણુધારા અભિષેકરૂપે પડે ત્યારે તે લિંગમાં પરિવર્તન થાય છે, અને પ્રથમ જે માનુષભાવથી અથવા પશુભાવથી ખરબચડું હતું તે હવે દિવ્યભાવથી સ્નિગ્ધ બને છે. તે અવ્યક્તમાંથી ઉત્પન્ન થયેલું, ભાવથી આવિષ્ટ થયેલું લિંગ, ઇષ્ટદેવતાદ્વારા સકલ, સગુણ, સાકાર અને સક્રિય બાણ બને છે. ધનુષ્ઉપર ચઢેલા શરજેવું શાક્ત આવેશવાળું થાય છે. આ આવેશવાળું લિંગ સ્થૂલ આશ્રય આત્મા ક્ષેત્ર અથવા યોનિને સગર્ભ—સવીર્ય—બનાવે છે. અને આવા ક્ષેત્રને—યોનિને—આશ્રયને—દેહને "હિરણ્યગર્ભ પુરુષ"—એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ પ્રમાણે અણુઆવેશથી શાક્ત આવેશ પ્રાકટ્ય. પછી ઉપાસકનો દેહી, ઉપાસ્ય "હિરણ્મય પુરુષ" થી આવિષ્ટ થાય છે, અને પ્રથમ જે મનુષ્યની સ્વાભાવિકી વિકલતા, વિગુણતા, વિમૂર્તિ અને વિક્રિયા હતી તે પલટાઇ ઇષ્ટદેવતાની સકલતા, સગુણતા, સાકારતા, અને સક્રિયતા જાગે છે. જ્યારે ઇષ્ટદેવતાના "હિરણ્મય પુરુષ"નો આ આવેશ સ્વાભાવિક વર્ગનો થઇ જાય, એટલે જેવું મનુષ્યત્વ અને તેના અપૂર્ણત્વાદિ ધર્મો સાહજિક છે, તેવું દેવત્વ અને તેના પૂર્ણત્વાદિ ધર્મો સ્વાભાવિક થઈ જાય ત્યારે ઉપાસક શાંભવ આવેશવાળો થયો ગણાય છે.

આ આવેશ સ્પંદ—અસ્પંદ કલાવાળો પ્રાયણપર્યંત ઉપાસકને રહે છે, અને પ્રાયણસમયે બલવાન્ સ્પંદવાળો થઇ ભૂરાદિ લોકોને ભેદી ઇષ્ટદેવતાના લોકમાં સલિંગ પર્યવસાન એટલે લિંગસહિત પ્રતિષ્ઠિત થાય છે. જેમ ચલ શિવલિંગ સ્થિર બાણનું જલાધારીમાં રૂપ પકડે છે તેમ પોતાની ઇષ્ટદેવતાના લોકમાં સાયુજ્યભાવે સ્થિર આયતન મેળવી અખંડ શાંભવ આવેશવાળો એટલે નૈસર્ગિક દેવભાવ-

વાળો રહે છે. જેમ તત્ત્વજ્ઞાનમાં જીવન્મુક્તિ આ દેહે અનુભવાય છે, તેમ ઉપાસનામાર્ગમાં પણ આ લોકમાં રહીને પણ ભુવનભેદ કરી [illegible]ભંગ કર્યાવિના સલિંગ દેવભાવ ભોગવી શકાય છે. આથી જેવું કૈવલ્યસુખ આ વર્તમાન જન્મમાં અનુભવાવું શકય છે, તેવું દેવતાનું સાયુજ્ય પણ ઐહિક અનુભવવું શકય છે. ઘણા તત્ત્વચિંતકો ઉપાસનાના ફ્લને પારલૌકિક માને છે, અને મરણ પછી જ ક્રમમોક્ષનું સુખ પ્રકટે છે એમ માને છે, પરંતુ ઉપાસના[illegible] મીમાંસાના અજ્ઞાનને લીધે તેવું માને છે. કૃતોપાસ્તિ તત્ત્વજ્ઞ ઉપાસનાનું ફ્લ પારલૌકિક જ હોય એવું મંતવ્ય નથી. કેવલ પારલૌકિક ફ્લ તો અવિદ્યાનું અથવા કર્મમાર્ગનું છે; વિદ્યાનું [illegible] ઉપાસનાનું ફ્લ ઐહિક તથા આમુષ્મિક છે. અને તત્ત્વજ્ઞ[illegible] લોકના અભાવને લીધે—આત્મનિષ્ઠ છે એટલે ઐહિક પણ નથી, આમુષ્મિક પણ નથી, પરંતુ તે એથી વિલક્ષણ સ્વરૂપપ્રતિષ્ઠારૂપ છે. અકૃતોપાસ્તિ તત્ત્વજ્ઞો આવી સ્વરૂપપ્રતિષ્ઠા મેળવી શકે છે [illegible] આ જન્મમાં ઉપાસના કરવાની તેને જરૂર ન પડી તેથી પ્રા[illegible] કોઈ પણ જન્મમાં ઉપાસ્યસાક્ષાત્કારવિના આ ફ્લનિષ્પત્તિ [illegible] માનવું ભૂલભરેલું છે. ઉપાસનાકાંડના અનુભવીઓનું તો [illegible] સ્પષ્ટ માનવું છે કે પોતાના મર્યાદિત જીવત્વની પીઠમાં [illegible]વત્વનો સાક્ષાત્કાર કર્યા વિના—પછી તે વર્તમાન જન્મમાં [illegible]ચીન કોઈ પણ જન્મમાં થયો હોય—સ્વરૂપપ્રતિષ્ઠારૂપ મોક્ષનો આવિર્ભાવ થતો નથી. સારાંશ વ્યક્તિજીવન દેવતાના જાતિજીવનના [illegible]માનમાં અમુક જન્મમાં અથવા અમુક કાળમાં ગુરુદ્વારથી [illegible]એ, અને ત્યારપછી ઈશ્વરાત્માદ્વારથી શુદ્ધ બ્રહ્મમાં નિષ્ણાત [illegible]એ. જીવનવિકાસનો આ નૈસર્ગિક ક્રમ છે. તેનો અપવાદ જ્યાં જણાય ત્યાં પ્રાચીન ક્રમ સિદ્ધ થયાનું આપણે અનુમાન કરવાનું હોય છે.

[illegible] લિંગ શરીર સતેજ થયા પછી ક્ષેત્રમાં ઉપાસકનો ઉપાસ્યરૂપે પ્રવેશ થઈ આણવ, શાક્ત અને શાંભવ આવેશવડે ઉપાસક આ લોકમાં ઇષ્ટદેવતાના સાયુજ્યભાવને ભોગવે છે, અને પ્રાયણસમયે સ્વેચ્છાથી દેવતાના નિયત લોકમાં જઈ વસે છે. આ ઐહિક અને આમુષ્મિક ફ્લ, ઉપાસના કેવા પ્રકારે અને કેવા વેગથી સાધી હોય તો મળે તે વિચાર કરવાનો અવશિષ્ટ રહે છે.

લુપ્ત વિદ્યાનો વિમર્શ કરવાનો ઉપક્રમ.

મેં ઘણા મનુષ્યોને સાધનમાં ઉપાસનાનો ક્રમ મળ્યા છતાં તેઓ ઇષ્ટ દેવતાના બહિ:પુરમાં અથવા સામીપ્યભાવમાં પણ આવી રહ્યા હોય તેમ જણાતું નથી; તો અંત:પુરનો સાયુજ્યભાવ તો ક્યાંથી જ પ્રકટાવે. ઘણાઓ પ્રાચીન પુણ્યના પ્રભાવથી યોગ્ય સદ્દગુરુથી દીક્ષિત થયા છતાં વિદ્યાની આવૃત્તિ જ કરતા નથી, તેઓ પ્રાપ્તવિદ્યાનો વિમર્શ એટલે રહસ્યનું ચિંતન કરતા જ નથી. આવા જેમને એકવાર ચિંતામણિ મળ્યો છે, પરંતુ ગુમાવી બેઠા છે તેવા સાધકોના વિદ્યાના વિમર્શને અર્થે પુન: ચિંતામણિ પ્રાપ્ત થાય તેટલા સારૂ ઉપાસના અથવા વિદ્યાનો વિમર્શ શી રીતે કરવો તે સંબંધમાં યથામતિ મારા વિચારો જણાવું છું.

કેવલ અવિદ્યા અથવા કર્મવડે ઉત્પન્ન થતું અન્ધતમસ્ કેવલ તર્કાનુસારી વિચાર—અથવા વિદ્યાવડે વધારે ઉંડું અજ્ઞાન.

કેવલ કર્મ જેવાં કે બ્રાહ્મણનાં નિત્યનાં સંધ્યાવંદન, બ્રહ્મયજ્ઞ, તર્પણ, વૈશ્વદેવ વગરે અવિદ્યા વર્ગનાં ગણાય છે, અને તેનું ફલ ચિત્તના મલરૂપ દોષનું નિવારણ છે. પણ કેવલ અવિદ્યા—વડે ચિત્ત પ્રકાશિત થતું નથી, પરંતુ "અન્ધતમસ્" ને પ્રાપ્ત કરે છે. કેવલ અવિદ્યાના સેવનથી સાંસારિક મોહને મનુષ્યો છોડે છે, તો સ્વર્ગાદિ આમુષ્મિક મોહને દૃઢ કરે છે. ઐહિક સુખનો મોહ એ તમસ્ છે, ત્યારે આમુષ્મિક ભોગ ભોગવવા:નો મોહ અન્ધતમસ્ કહેવાય છે. તે અન્ધતમસ્ વડે ઐહિક પ્રતિકૂલતામાત્ર ઢંકાય છે, પરંતુ ક્લેશવાસના નાશ પામતી નથી. જેમ ગાઢઅંધકારમાં આપણી ઓરડીમાં ઘણા પદાર્થો પડ્યા હોય તોપણ બહારની ખુલ્લી જમીન અને ઓરડીની જગા સમાન અંધકારમાં છવાયેલાં લાગે છે, તેમ કેવલ કર્મના અનુષ્ઠાનથી આવું ભેદજ્ઞાન માત્ર ઢંકાય છે, અને અવિવેકનો પડદો ફરે છે. કોઇ પૂછશે કે કેવલકર્મ આવું અન્ધતમસ્‌ને પ્રકટાવનાર છે તો તેનું સેવન કરવાનું કેમ કહેવામાં આવે છે? ઉત્તર એ છે કે લૌકિક કર્મજન્ય તમસ્ તે લીલાં લાકડાં બળવાથી ઉત્પન્ન થનારી ધૂણીજેવું છે જેથી નેત્રઇન્દ્રિય બગડે છે, અને ક્લેશ અધિક થાય છે. ત્યારે શ્રુતિપ્રતિપાદિત નિત્યનૈમિત્તિકાદિ કર્મો કૃષ્ણપક્ષની રાત્રિથી ઉત્પન્ન થતા અંધકારજેવાં છે. તે અંધકારમાં પ્રાણીઓ અકારણ પ્રવૃત્તિ કરતાં

નથી, પરંતુ એક સ્થાનમાં સ્થિર થઈ કાં તો સુએ છે અને નિદ્રાસુખ લે છે, અથવા જાગે છે તો કોઈ જાતનું ચિંતન કરે છે. મિથ્યા પ્રવૃત્તિ કૃષ્ણપક્ષની રાત્રિ અટકાવે છે આથી તે લૌકિક કર્મજન્ય ધૂણી–કરતાં વધારે હિતકર છે. મિથ્યા પ્રવૃત્તિનો અટકાવ વિહિત કર્મના અનુષ્ઠાનથી જ થાય છે. તે કર્મના પ્રભાવથી લૌકિક કલેશજનક કર્મનો વેગ અટકે છે, અને શાંતભાવથી કર્મનું અનુષ્ઠાન કરતાં જેમ મધ્યરાત્રિએ ચિંતન કરનારને નવા–નવા ઉન્મેષો સ્ફુરે છે, તેમ વિદ્યાના તરંગો તે અનુષ્ઠાન કરનારને આવે છે. તેને વિચાર આવે છે કે આ "અન્ધતમસ્" ને હું જોઉં છું; સંસારના ઐહિક પ્રાણીપદાર્થોનો મોહ દગાય છે; પરંતુ આ મોહનિદ્રામાં પણ મને જે આ અન્ધતમસ્ છે એટલું પણ જાણવાની વૃત્તિ શાથી જાગે છે? આ સુવિચારણાની ભૂમિકા કર્મના અનુષ્ઠાનની શુભેચ્છા ભૂમિકા કરતાં ચઢીઆતી હોય છે. જ્યારે આ પ્રકારે કર્મવિષયક ચિંતન જાગે ત્યારે અન્ધતમસ્‌માં નક્ષત્રપ્રકાશજેવું થાય છે; જ્યારે અન્ધતમસ્‌માં કર્મવિષયક ચિંતન ન જાગે પરંતુ ઐહિક પ્રાણીપદાર્થોનું ચિંતન થાય તો કેવલ મનોરાજ્ય અથવા કેવલ કલ્પનામય વિદ્યા કહેવાય છે, અને વેદશાસ્ત્ર કહે છે કે આવી કેવલવિદ્યા "અન્ધતમસ્" કરતાં પણ ભારે ઉંડા ખાડાના અન્ધકારમાં પ્રાણીને નાંખે છે. જેઓ ગુરુશાસ્ત્રના વાકયને અનુસાર ચિંતન કરતા નથી, પરંતુ કેવલ પોતાની પ્રતિષ્ઠાવિનાની તર્ક કરવાની શક્તિનો

**અવિદ્યા અને વિદ્યાનો સમુચ્ચય અથવા કર્મ અને ઉપાસનાનું સાથે સેવન અને તેનું ફલ.**

આશ્રય લે છે તેઓ કેવલ વિદ્યાસેવનના ફલરૂપે ઉંડા ખાડાના અંધકારમાં પડે છે. પરંતુ જેઓ અવિદ્યાસાથે વિદ્યા સેવે છે, જેઓ કર્મના અનુષ્ઠાનસાથે કર્મના મર્મનું ચિંતન કરે છે તેઓ મૃત્યુનું તરણ કરી અમૃતભાવને પામે છે. એકલું કર્માનુષ્ઠાન અન્ધતમસ્ વાળું હોવાથી ઇષ્ટ નથી, એકલી વિચારણા અથવા કલ્પના ઘણા ઉંડા ખાડામાં લઇ જાય તેવી છે માટે ઇષ્ટ નથી, પરંતુ કર્મના પાયાઉપર વિચારણાનો મહેલ બાંધવામાં આવે તો અવિદ્યા તથા વિદ્યાનું સમકાલીન સેવન કરવાનું ફલ મળે છે, અને તેનું નામ ઉપાસના કાંડમાં વિમર્શ કહે છે, અને વેદાન્તશાસ્ત્રમાં તનુમાનસા કહે છે. સરહસ્ય ભાવનાસાથે કહેલાં કર્મના અનુષ્ઠાન-

વડે આપણું અંતઃકરણ સૂક્ષ્મ તત્ત્વોને પકડવાના સામર્થ્યવાળું થાય છે; ઝીણી ચારણીજેવું થાય છે; ભેદજ્ઞાન સત્વર મેળવી શકે છે; વિવેકપ્રજ્ઞા જાગે છે. આ સ્થિતિમાં મન તનુ એટલે ઝીણું થાય છે, તેથી તેને તનુમાનસા કહે છે. હવે વિમર્શ શાથી કહે છે તે વિચારીએ.

પ્રકાશની સામાન્ય અને વિશેષ કલા.

ભૌતિક પ્રકાશની બે અવસ્થા હોય છેઃ એક સામાન્ય પ્રભારૂપ જેવી કે સૂર્યોદય પહેલાંની પ્રભા; અને બીજી વિશેષ જ્યોતિરૂપ અવસ્થા. પહેલી કેવલ પ્રકાશની અને બીજી સ્ફુરત્ પ્રકાશની પહેલી અવસ્થામાં પ્રકાશનું બિંબ ગુપ્ત હોય છે, અને જે જે પદાર્થ સાથે તે પ્રકાશ સંબંધમાં આવે છે તેને માત્ર વ્યક્ત કરે છે; જ્યારે બીજી અવસ્થામાં પ્રકાશનો આશ્રય સ્પષ્ટ હોય છે, અને જે જે પદાર્થ સાથે પ્રકાશ સંબંધમાં આવે છે તે તે પદાર્થને વ્યક્ત કરવા ઉપરાંત તે તે પદાર્થની છાયાને—આકૃતિને ભિન્ન પાડી ઓળખાવે છે. પદાર્થમાત્રને વ્યક્ત કરવાનો સ્વભાવ સામાન્ય પ્રકાશનો છે, પદાર્થને તથા તેની છાયા અથવા આકૃતિને પૃથક્ પાડી વ્યક્ત કરવાનો સ્વભાવ સવિશેષ પ્રકાશનો એટલે કિરણવાળી પ્રભાનો છે.

ચૈતન્યપ્રકાશની સામાન્ય કલાવડે વિશ્વનો અને જીવનો પ્રકાશ; અને વિશેષ કલાવડે જીવને અહંસાક્ષાત્કાર. ઉપાસ્યનો આત્મરૂપે અનુભવ—એનું નામ વિમર્શ.

આ નિયમપ્રમાણે અભૌતિક ચૈતન્ય પ્રકાશ પણ બે પ્રકારનો છેઃ એક પ્રકારવડે હું અને આ—એટલે જીવ અને જગત્ બંને વ્યક્ત થાય છે; પરંતુ બીજા પ્રકારવડે "હું" પોતાને અને પોતાની છાયાને પૃથક્ ઓળખી શકે છે. જગત્ પોતે સ્વયં જડ હોવાથી તેવું ભેદભાન તેને થઇ શકે તેમ નથી પરંતુ જીવ ચેતનમય હોવાથી તેવું ભાન થાય છે. જ્યારે અભિમાની જીવ ચિંતન કરતાં ચિંતનીય જગત્‌ને અથવા પુરુષને—ઇદં અને અહંને—"આ" અને "હું" ને પૃથક્ પાડી પોતાનો પણ સાક્ષાત્કાર કરે ત્યારે ચૈતન્યપ્રકાશે વિમર્શનું રૂપ પકડ્યું કહેવાય. ઉપાસનાની ભાવનાના પ્રકર્ષવડે ઉપાસ્ય—દેવતાને સ્ફુરત્ પ્રકાશ લાગે છે, અને તેથી તે વ્યક્ત થાય છે, એટલું જ નહિ પણ ઉપાસકની આત્મદેવતામાં તે પ્રતિબિંબિત થાય છે

અને તેવડે ઉપાસ્ય દેવતાના બિંબનો પરામર્શ કરે છે. વ્યક્ત કરવાના વિષયને વળગી પાછા ફરી પ્રકાશકમાં વ્યંજનીય પદાર્થની છાયા અથવા આકૃતિને જગવી, પ્રકાશકને પોતાને સ્વયંપ્રભ કરવાનું બલ વિદ્યાનું અથવા ઉપાસનાનું છે. અંધારી રાત્રિમાં "સર્ચલાઈટ"– વડે કાંઠાઉપરથી દૂરની આગબોટોની આંતર સ્થિતિ અને વ્યાપારોને જોઈ શકીએ છીએ તેમ વિમર્શવડે–ઉપાસનાજન્ય સ્ફુરત્ પ્રકાશવડે આપણે ઉપાસ્ય દેવતાના વિગ્રહને તથા તેના સર્વ ગુણ–ધર્મોને અનુભવી શકીએ છીએ, અને આપણા ચિત્તાકાશમાં તેની પ્રત્યયસૃષ્ટિ ઉત્પન્ન કરી શકીએ છીએ. જ્યાં સુધી આપેલો ઉપાસનાનો ક્રમ વિદ્યુત્‌ની પેઠે ઉપાસ્યના અંગ, પ્રત્યંગ, ગુણ અથવા ધર્મને વ્યક્ત ન કરે ત્યાં સુધી ઉપાસનાવડે વિમર્શ જાગ્યો નથી એમ સમજવું. જ્યારે વિમર્શ થાય ત્યારે ઇષ્ટદેવતાનું ચૈતન્ય જાગ્યું સમજવું.

**ઉપાસનાના બે પ્રકારઃ શબ્દાનુવિદ્ધા, અર્થાનુવિદ્ધા. તેનાં અનુક્રમે દૃષ્ટાન્તોઃ સંધ્યોપાસના તથા દહરોપાસના.**

ગુરુશાસ્ત્રથી પ્રાપ્ત થયેલી ઉપાસના બે પ્રકારની હોય છેઃ (૧) શબ્દાનુવિદ્ધા એટલે શબ્દ અથવા મંત્રના સેવનસાથેની, અને (૨) અર્થાનુવિદ્ધા એટલે અર્થ અથવા મંત્રદેવતાના સેવન સાથેની. ઉપાસનાનો આરંભ ઘણે ભાગે મંત્રજપસાથેનો જ હોય છે. અને તે સ્વાધ્યાયવડે મંત્રાર્થ અને મંત્રદેવતા ક્રમશઃ ઉપર કહેલા વિમર્શવડે વધારે અને વધારે વ્યક્ત થતી ચાલે છે. સૌર, ગાણપત્ય, વૈષ્ણવ, શાક્ત અને શૈવ–એ પાંચ આમ્નાયની ભિન્ન ભિન્ન ઉપાસનામાં સામાન્ય પીઠરૂપ ગાયત્રી અથવા સંધ્યાની ઉપાસના ત્રૈવર્ણિક પ્રજાને અર્થે વિધાન કરેલી છે. આ ઉપાસના શબ્દાનુ–વિદ્ધા છે એટલે કે ગાયત્રીમંત્રના જપસહિત આરંભમાં કરવાની હોય છે, અને પરિણામે તે અર્થાનુવિદ્ધા થાય છે એટલે ગાયત્રી દેવતાના સ્વરૂપનો તેવડે આવિર્ભાવ થાય છે. આ ઉપાસના પાંચે આમ્નાયમાં સાધારણ હોવાથી તેનો વિમર્શ શી રીતે કરવો એ બતાવી, પછી અર્થાનુવિદ્ધા ઉપાસનાના દૃષ્ટાન્તરૂપે આપણે દહરવિદ્યાનું પ્રતિપાદન કરીશું. ગાયત્રીઉપાસના બુદ્ધિપ્રદા છે; જ્યારે દહરોપાસના "વિશોકા જ્યોતિષ્મતી" ને ઉત્પન્ન કરનારી છે.

શબ્દાનુવિદ્ધા સંધ્યોપાસનામાં વિધિવાક્ય.

**અહરહઃ સંધ્યામુપાસીત**—પ્રતિદિન સંધ્યાનું ઉપાસન કરવું, એ વિધિવાક્યવડે આ ઉપાસના સર્વ ત્રૈવર્ણિક પ્રજાને અર્થે વિહિત થયેલી છે.

કર્માનુષ્ઠાનના મુખ્ય અંશો.

પરંતુ તે ઉપાસનાકરતા પહેલાં સંધ્યાના કર્મનું અનુષ્ઠાન થવું જોઇએ. આ અનુષ્ઠાનમાં ૧ સંકલ્પ, ૨ આચમન, ૩ પ્રાણાયામ, ૪ ગાયત્રીઆવાહન, ૫ અર્ઘ્યપ્રદાન, ૬ સૂર્યનું ઉપસ્થાન, ૭ ગાયત્રી જપ, ૮ ગાયત્રીઉપસ્થાન, ૯ સંધ્યાવિસર્જન, અને ૧૦ ઉપાસ્યદેવતાને ફલનું અર્પણ—આટલા મુખ્ય અંશો હોય છે. આ કર્મનું અનુષ્ઠાન જેણે કર્યું છે તેમને અર્થે ઉપાસના અથવા વિદ્યા છે. જેમણે નથી કર્યું તેમને ઉપાસનાનો અધિકાર નથી, કારણ કે કર્મના મર્મને કર્મવિના ઉકેલવા પ્રયત્ન કરવો તે હવામાં બાચકા ભરવાજેવું છે. શ્રેયઃસાધક, જેમને પ્રધાન ભાવે લક્ષ્યમાં લઇ આ વિચારો જણાવવામાં આવે છે તેઓને સંધ્યાકર્મનું સાંગોપાંગ ભાન છે એવું માની આગળ પ્રવૃત્તિ કરવામાં આવે છે. ઇતર પણ વેદધર્માનુયાયીએ પણ આ કર્મનું અનુષ્ઠાન કર્યું હશે તો ઉપાસના વ્યક્ત થતી જશે.

સંધ્યાનું વાચ્ય સ્વરૂપ તથા લક્ષ્ય સ્વરૂપ. વાચ્ય સ્વરૂપ ઉપાસ્ય નથી એટલે સંધિકાલ કંઇ ઉપાસ્ય નથી.

વિધિવાક્યમાં યોજાયેલી સંધ્યાવડે પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં—એ કાલની સંધિનો ઉલ્લેખ છતાં તે કાલ ઉપાસ્ય નહિ હોવાથી સંધ્યા શબ્દવડે "સમ્યક્ ધ્યાન કરવા યોગ્ય દેવતા" નો અર્થ સમજવાનો છે. અને દિવસની ત્રણ સંધિઓ ઉપાસનાના સમયનું ભાન કરાવે છે.

લક્ષ્ય અથવા ઉપાસ્ય સ્વરૂપનું કર્માનુસારી ચિંતન.

ઉપાસ્યદેવતાનું નામ એવું નિર્માણ થવું જોઇએ કે દેવતાના ગુણધર્મોનું અને તેને પ્રસન્ન કરવાના ક્રમનું તેમાંથી ભાન થાય. આવાં નામ અન્વર્થ કહેવાય છે, અને તેથી "સંધિકાલે ધ્યાન કરવા યોગ્ય દેવતાની ઉપાસના કરવી"—એટલો વિધિવાક્યનો અર્થ સ્પષ્ટ થાય છે. કર્મ કરનારને સ્વાભાવિક જિજ્ઞાસા થશે કે "સંધ્યા–દેવતા" કોણ ? શું તે કાલનું નિર્માણ કરનારી દેવતા છે ? ક્રિયાનો સંકલ્પ જ-

આત્મવ્યૂહ વિદ્યાવ્યૂહ

**અને શિવવ્યૂહમાંથી સંધ્યાદેવતાનું ઉત્થાન. આચમન કર્મ વિમર્શ.**

ણાવે છે કે પ્રાતઃકાલે જગત્સર્જન કરનારી કોઇ શક્તિનો, મધ્યાહ્નસમયે જગત્ પાલન કરનારી કોઇ શક્તિનો, અને સાયંકાલે જગત્ સંહાર કરનાર શક્તિનો તેમાં ઉલ્લેખ છે, અને તેથી ઉપાસ્યદેવતા કંઈ કાલદેવતા નથી, પરંતુ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારી ત્રણ બલવાળી શક્તિનો તેમાં ઉલ્લેખ છે. પરંતુ આ ત્રણ બલવાળી શક્તિ નિરાશ્રિત નથી, પણ સાલંબન છે; તે કોઇ આલંબનમાં રહેલી છે, અને તે આત્મતત્ત્વના સમુદાયમાં, વિદ્યાતત્ત્વના સમુ-

**ત્રણ વ્યૂહનાં તત્ત્વોનું પૃથક્કરણ અને પ્રાણાયામ કર્મવિમર્શ. પ્રાણાયામમંત્રમાં પ્રવિષ્ટ છત્રીસ તત્ત્વજાલની ઉકેલ.**

દાયમાં, અને શિવતત્ત્વના સમુદાયમાં આશ્રિત થઈ રહેલી છે, એવું આચમનવિધિથી આપણને સમજાય છે. આત્મવ્યૂહના શોધનવડે, વિદ્યાવ્યૂહના શોધનવડે, અને શિવતત્ત્વના શોધનવડે સંધ્યાદેવી અનુભવમાં આવે તેવી છે. ત્યારે આ તત્ત્વશોધન કયા ઉપાયથી કરવું ? કર્મનું ત્રીજું અંગ બતાવે છે કે પ્રાણાયામવડે આ તત્ત્વશોધન થાય છે. પ્રાણાયામનો પૂર્ણ મંત્ર નીચે પ્રમાણે છેઃ—

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः । ॐ महः ॐ जनः ।
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १०
ॐ तपः ॐ सत्यम् ॐ तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य
११ १२ १३ १४ १५ १६ १७ १८ १९ २०
धीमहि धियो यो नः प्रचोदयात्। ॐ आपो ज्योतीरसोऽ
२१ २२ २३ २४ २५ २६ २७ २८ २९
मृतं ब्रह्म भू र्भुव स्सुव रोम् ॥
३० ३१ ३२ ३३ ३४ ३५

આ મંત્રના અર્થપ્રતિ લક્ષ કર્યા વિના તમે તેને તપાસશો તો પણ સમજાશે કે તે મંત્રદેહમાં ૩૫ પદો છે, અને તેનાથી ૨૪૮ થનારો વાક્યાર્થ એ છત્રીસમો સ્ફોટ છે. આથી પૂરક રેચક અને કુંભકવડે સાંગોપાંગ પ્રાણાયામ કરનારને ૩૫ પદાર્થો અને છત્રીસમો વાક્યાર્થ સ્પષ્ટ થવો જોઇએ. આચમનવિધિમાં આત્મવ્યૂહમાં સંધ્યાદેવીનો એક પાદ દર્શાવ્યો તે વ્યૂહમાં પચીસ તત્ત્વો આવે છે, અને તે સાંખ્યશાસ્ત્રના પુરુષાથેનાં પચીસ તત્ત્વો છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ,—એ પાંચ ભૂતમાત્રાઓ, ગંધ,

રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાંચ ભૂતની તન્માત્રાઓ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, અભિમાન અથવા અસ્મિતા, બુદ્ધિ અથવા મહત્, પ્રકૃતિ અથવા પ્રધાન અને પુરુષ અથવા જીવાત્મા મળી પચ્ચીસ તત્ત્વો આત્મવ્યૂહમાં આવે છે, અને તે પ્રત્યેકમાં **चैतन्यं सर्वभूतानां शब्दब्रह्मेति कीर्त्यते**—એ વાક્યાનુસાર પ્રણવવડે સાત વ્યાહૃતિઓ, અને ગાયત્રીમંત્રનો દેહ વીંટળાયેલો તમે જોઈ શકશો. પ્રત્યેક વ્યાહૃતિના આરંભમાં અને ગાયત્રીના મંત્રના આરંભમાં પ્રણવ સ્થાન કરીને બેઠો છે. ત્યારપછી આ આત્મવ્યૂહને જે તત્ત્વોએ મર્યાદિત બનાવી શિવતત્ત્વથી પૃથક્ દર્શાવ્યો તેવાં વિદ્યાવ્યૂહનાં—૧ માયા, ૨ કલા, ૩ વિદ્યા, ૪ રાગ, ૫ કાલ, અને ૬ નિયતિ—એ છ તત્ત્વો ॐ **आपो ज्योती रसोऽमृतं ब्रह्म**—એટલા શિરોમંત્રના છ પદમાં ગુંથાયાં છે. આ પ્રમાણે આત્મવ્યૂહનાં પચીસ, અને વિદ્યાવ્યૂહનાં છ મળી આપણે મલિન અધ્વા અને મિશ્ર અધ્વાનાં ૩૧ તત્ત્વો વ્યક્ત થતાં તે ઉપરનાં શુદ્ધ અધ્વાનાં શુદ્ધવિદ્યા, ઈશ્વર, સદાશિવ, અને શક્તિ—એ ચાર તત્ત્વો **भुर्भुवस्सुवरोम्**—એ ચાર પદથી વ્યક્ત થાય છે. અને સમગ્ર ૩૫ તત્ત્વોની જાલ જે મોટા અર્થવડે ગ્રથિત થયેલી છે એવા સર્વ તત્ત્વોના અધિષ્ઠાનરૂપ છત્રીસમા શિવતત્ત્વને સઘળા વાક્યાર્થમાં ગુંથ્યો છે. આ પ્રમાણે અધ્વશોધન, અથવા છત્રીસ તત્ત્વજાલના શોધનનું સ્વરૂપ આ પ્રાણાયામના અંગમાં ઉપાસ્ય ગણ્યું છે.

**સંધ્યાદેવતાનું ઉત્તમાંગમાં આવાહન.**

સંકલ્પ કર્યા પછી, આચમનવડે ત્રણ વ્યૂહનો વિમર્શ કર્યા પછી, પ્રાણાયામવડે ત્રણ વ્યૂહમાં સમાયેલાં છત્રીસ તત્ત્વોની જાલ ઉકેલ્યા પછી ઉપાસ્ય સંધ્યાદેવતાનાં ત્રણ પુરનું ઉપાસકને સત્વર ભાન થાય છે. ઉપાસકને સમજાશે કે શબ્દબ્રહ્મવડે સપ્તલોકમાં તે દેવતા રહેલી છે, વળી સપ્ત લોકમાં સામાન્ય વ્યાપ્તિથી રહેલી છતાં વિશેષભાવે સવિતાના મંડલમાં ભર્ગ—એવા નામથી વ્યક્ત થતા ઉત્પત્તિ સ્થિતિ તથા સંહાર કરનાર દિવ્ય જ્યોતિરૂપે આવાસ કરી રહેલી છે; ત્યાંથી તે પ્રત્યેક શરીરીના ઉત્તમાંગ એટલે કે મૂર્ધામાં બુદ્ધિપ્રેરણાર્થે આવે છે અને જાય છે; અને જે જે ઉપાસક તેનો સાક્ષાત્કાર કરી શકે તે તે ત્રિલોકીમાં તે દેવતાનાં સ્વરૂપ તથા ચમત્કૃતિને જોઈ શકે છે. આવી

પ્રતિજ્ઞા પ્રાણાયામમંત્ર કરે છે, અને તે મંત્રથી સગર્ભ પ્રાણાયામ જેઓ કરી જાણે છે તેમને સંધ્યાદેવતાનું ઉત્તમાંગમાં આવાહન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ઉપરના મર્મો ઉપાસના મંત્રના નીચેના વિભાગોના વિમર્શથી સ્પષ્ટ થશેઃ—

ઉપાસના શબ્દાનુવિદ્ધ હોવાથી મંત્રનો ઉદ્ધાર અને મંત્ર પૃથક્કરણ.

મંત્રના અક્ષરવિન્યાસમાં તમે જોશો તો પ્રણવ અથવા તારક બીજ આરંભમાં મધ્યમાંઅને અંતમાં પ્રાણરૂપે મંત્રશરીરમાં પેઠેલું છે. છન્દોરૂપી ગાયોને સગર્ભ બનાવનાર પ્રણવ—**छन्दसां वृषभः**—મંત્રશરીરમાં ચૈતન્યરૂપે રમતો દેખાય છે. ત્યાર પછી મંત્રપૃથક્કરણ કરતાં: [૧] દશ પ્રણવ અક્ષરાત્મક ખુલ્લા અને છેવટે નાદાત્મક અવ્યક્ત મળી એકાદશ રુદ્રરૂપે પ્રસરેલા જણાશે; [૨] બીજા ખંડમાં સપ્ત લોક અથવા ભુવનમાં અધિભૂત મંડલ ઘડેલું જણાશે; [ ૩ ] ત્યાર પછીના ત્રીજા શુદ્ધ ગાયત્રીખંડમાં જપવાનો મંત્ર અધિદૈવ મંડલતરીકે ગુંથેલો જણાશે; [ ૪ ] ત્યાર પછી ચોથા ખંડમાં ગાયત્રીનો શિરોમંત્ર ગુંથ્યો છે, અને તેમાં એકત્રીસમાં અક્ષરમાં **ब्रह्म** પદનો વિન્યાસ કરી **गयशिरसि विष्णुपादः** જવા આવવાના સ્વભાવવાળા પ્રાણરૂપ ગયાસુરને દબાવી મંત્રદેવતા વિષ્ણુનું પરમપદ જે બ્રહ્મ શબ્દવાચ્ય છે તેનું ભાન કરાવે છે; અને અંતમાં સપ્તલોકપૈકીના ત્રણ લોક આપણા સામાન્ય અનુભવના વિષયરૂપ છે તેમાં **अमूर्तं ब्रह्म**—સવિશેષ ઓળખવાનો ક્રમ બતાવી નિશ્ચયાત્મક અથવા અનુભવની ખાત્રી આપનાર પ્રણવવડે સમગ્ર મંત્રનો અંત આવે છે. સમગ્ર મંત્રનો વાક્યાર્થ હવે તમે સત્વર તારવી શકશો અને તે આ પ્રમાણે થાય છેઃ—

"આદિ, અંત, અને મધ્યમાં પ્રવેશ પામેલા વેદસાર પ્રણવથી ચૈતન્ય ધારણ કરી રહેલા, ભૂ, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય—એવા સપ્ત લોકમાં પ્રવેશ પામેલી હે સંધ્યાદેવી ! તમે અમારી બુદ્ધિની પ્રેરણા કરવા સારૂ જે જગત્સર્જન કરનાર સૂર્ય ભગવાન્ તેના મંડલમાં ભરણ, રમણ અને ગમન કરવાના અદ્ભુત બલવાળા ભર્ગ શબ્દવાચ્ય જ્યોતિરૂપે વરણીય એટલે મેળવવા યોગ્ય અથવા પ્રાર્થનીયરૂપે વસી રહ્યાં છો, ત્યાંથી એટલે તે ઉંચા પર્વતશિખરઉપરથી અમારા શિરસ્માં ઉતરી તમારા પદનો વિન્યાસ

કરો, અને અમે જ્યાં ત્યાંથી મેળવી શકાય એવા દ્રવરૂપે, જ્યાં ત્યાં જોઈ શકાય એવા જ્યોતિરૂપે, અને જ્યાં ત્યાં આનંદની અભિવ્યક્તિ કરાવે તેવા રસરૂપે, અમે તમારા અમૃતબ્રહ્મસ્વરૂપને અનુભવીએ. આ અનુભવ અમારો ત્રિલોકીમાં સિદ્ધ થયો માટે તમને અમે પુનઃ પ્રણવ શબ્દવડે નમીએ છીએ."

જપ્ય ગાયત્રીને પૂર્ણ-માતૃમંત્રમાંથી ગર્ભરૂપે બહાર જન્મ આપવો—પચીસ તત્ત્વ જાલની કલામાંથી તેનો જન્મ.

ઉપરના વાક્યમાં ઉપાસકની પ્રાર્થનારૂપ મંત્ર ચોવીસ અક્ષરનો અને પચીસમા પ્રણવવાળો જે ગુંથાયો છે, તેનું નામ ગાયત્રી આપવામાં આવ્યું છે અને તેનું કારણ એ છે કે જેઓ તે મંત્રનું ગાન કરે છે તેનું સંધ્યાદેવતા ત્રાણ કરે છે. ગાનારનું રક્ષણ કરવાના સ્વભાવવાળો તે મંત્ર હોવાથી ગાયત્રી કહેવાય છે. વળી સાંખ્યશાસ્ત્રપ્રમાણે આપણાં ચોવીસ તત્ત્વોની કલાઓવડે રચાયેલું સ્થૂલ તથા લિંગ શરીર જવા આવવાના સ્વભાવવાળું છે. (**गच्छन्तियान्ति च इति गयाः प्राणाः**) તેથી તે પ્રાણરૂપ ગયાને તે સૂર્યરશ્મિ જીવનકાળમાં ટકાવી રાખે છે તેનું નામ ગાયત્રી છે; વળી તે પ્રાણરૂપ અસુર—એટલે બલવાન્ સૂત્રાત્માઉપર—**अमृतं ब्रह्म** એ પદવિન્યાસ કરી વિષ્ણુપાદ એટલે અંતર્યામીનું ચરણ સ્થપાય છે તેથી ગાયત્રી કહેવાય છે.

ગાયત્રીમંત્રના પ્રણવનો પુરુષ અથવા જીવચેતનનો અર્થ તેનું ઉપાસકરૂપે સ્થાન અને શુદ્ધ અધ્વાના શિવ ચેતનનો પુરુષોત્તમરૂપે ઉપાસ્યભાવ.

ચોવીસ જડ તત્ત્વોની કલાથી ઘડાયેલા મલિન અધ્વાના શરીરમાં પચીસમો જીવાત્મા સુએ છે તેથી તે પુરુષ કહેવાય છે અને તે ગાયત્રીનો ઉપાસક છે. તે મલિન અધ્વાના જીવરૂપ પુરુષને શુદ્ધ અધ્વાના શિવરૂપ પુરુષોત્તમસાથે સાયુજ્યભાવ પ્રાપ્ત કરવાનો છે, અને તે શુદ્ધ સધ્વાના મહાપુરુષ અથવા મહાનારાયણનું મૂર્તરૂપ ભગવાન્ સૂર્યના મંડલમાં એટલે સવિતૃબિંબમાં છે, તેથી સંધ્યાદેવી જે ગાયત્રી શબ્દથી ઓળખાય છે તે સાવિત્રી શબ્દથી પણ ઓળખાય છે. ગાયત્રી શબ્દ ઉપાસકના કલ્યાણને કરવાના મુખ્યાર્થથી રચાયો છે, ત્યારે સાવિત્રી શબ્દ ઉપાસ્યદેવતાનું મુખ્ય ધામ ક્યાં છે તે જણાવવાના હેતુથી રચાયો છે.

સૂર્યમંડલમાંથી સંધ્યાદેવીનું ઉપાસકના ઉત્તમાંગમાં આવાહન. ભર્ગશબ્દમાં ગુપ્ત રહેલા અર્થનો આવિષ્કાર.

આ પ્રમાણે સૌરધામનું—એટલે સૂર્યમંડલના અધ્યાત્મ તેજોરૂપા સંધ્યાદેવીનું પ્રાણાયામવડે સપ્ત ધાતુના મલનું શોધન કરી, આવાહન પોતાના ઉત્તમાંગમાં કરવાનું છે. આ આવાહન કરવા યોગ્ય દેવતાનું નામ **ભર્ગ** છે, અને તે સ્વર્લોકમાંથી જાણે ઉંચા પર્વતઉપરથી ઉતરતી હોય અને નિમેષમાત્રમાં આવી જતી હોય તેવી ભાવના આવાહન કરતાં કરવાની છે. સવિતૃમંડલમાંથી ઉતરી આવતી પ્રત્યેક ઉપાસકના ઉત્તમાંગમાં સત્વર સરી જતી **ભર્ગ** મૂર્તિ જે રશ્મિવડે આવે છે તેનું નામ સુષુમ્ણા—એટલે સુખને પ્રકટ કરનારી "હિરણ્મય પુરુષ"ની સૂત્રાત્મારૂપ નાડી છે. આ બ્રહ્માંડસ્થ નાડીનો પ્રત્યેક પિંડસાથે બ્રહ્મરંધ્રદ્વારથી સંબંધ હોય છે, અને ત્યાંથી તે નાડીની શાખા બ્રહ્મનાડીરૂપે મૂર્ધાકાશ ભેદી, સહસ્રદલ ભેદી, પ્રત્યેક પ્રાણીના શરીરના ષટ્ચક્રમાં સુસરી પ્રવેશને પામે છે. આ પિંડસ્થ નાડીમાર્ગમાં પ્રવેશ પામતું ભર્ગ સોમ, સૂર્ય અને અનલ એટલે અગ્નિ—એ ત્રણ જ્યોતિમાં સવિશેષભાવે વ્યક્ત થાય છે. તેથી ગાયત્રીના શિરોમંત્રમાં **आपः ज्योतिः रसः**—એ ત્રણ શબ્દવડે તેનું દ્રવાત્મક, દાહપ્રકાશાત્મક અને આનંદાત્મક રૂપ જણાવવામાં આવ્યું છે, અને આવું ત્રણ જ્યોતિમાં દૃષ્ટ થતું સ્વરૂપ **अमृत ब्रह्म** છે એટલે "મરણ ધર્મવિનાનું અત્યંત વિશાલ અથવા મોટું છે" એવું ભાન કરાવવામાં આવે છે.

સંધ્યાદેવીનું ગાયત્રીરૂપે આવાહન કરી સાવિત્ર પીઠમાં એટલે અનાહત ચક્રમાં તેની પ્રતિષ્ઠા—અનાહત ચક્રમાં વિન્યાસ કરવાનો મર્મ

આ પ્રકારે ઉત્તમ શિખરમાંથી (સ્વર્લોકમાંના સૂર્યમંડલમાંથી) નાના શિખરઉપર (ભૂલોકના આપણા પિંડના બ્રહ્મરંધ્રઉપર) પદવિન્યાસ કરાવી આવાહિત દેવતાને આપણે પિંડના મેરુવંશમાં રહેલા અનાહત ચક્રપીઠમાં પધરાવવાં જોઇએ, અને ત્યાં અર્ઘ્યપ્રદાન કરવું જોઇએ; અને તે અર્ઘ્યપ્રદાનનો મંત્ર શુદ્ધ સાવિત્રીમંત્ર જ ગણાય છે. અત્ર ઉપાસકે ચિંતવવાનું છે કે **ભર્ગ**મૂર્તિ મૂર્ધાકાશમાંથી અનાહતમાં શા સારૂ લાવવી?

પ્રાણાયામ કરનારને સ્પષ્ટ જણાશે કે પ્રાણ અને અપાનની સંધિનું સ્થાન અનાહત છે; તથા પ્રાણની સત્તામર્યાદામાં આજ્ઞા, વિશુદ્ધ અને અનાહત ચક્રો ક્રમશઃ મસ્તક, કંઠ અને વક્ષસ્—એ ત્રણ ખંડમાં મેરુપ્રદેશમાં આવે છે તથા અપાનની સત્તામર્યાદામાં મણિપુર, સ્વાધિષ્ઠાન તથા મૂલાધાર ક્રમશઃ નાભિ, ઉપસ્થ અને પાયૂ પ્રદેશમાં મેરુના નીચલા ખંડમાં આવેલાં છે. પ્રાણ અને અપાનનું સંધિસ્થાન કુંભકસમયે વિકસિત થાય છે. આ સંધિસ્થાનના ચક્રમાં દ્વાદશ દલો છે એટલે બાર સૂક્ષ્મ શિરાવડે તે ચક્ર મજ્જાતંતુઓને જ્ઞાન તથા ક્રિયાના વેગને આપે છે. આ ચક્રના બાર દલના બાર આદિત્ય અધ્યક્ષ છે, અને તે પ્રત્યેક દલના મૂલ અને અગ્રમાં સાંખ્યશાસ્ત્રનાં ચોવીસ તત્ત્વોની કલાઓ રહેલી છે, અને મધ્ય કર્ણિકામાં પુરુષચેતન છે. ગાયત્રી મંત્રના પ્રણવને મધ્ય કેન્દ્રમાં મૂકી પ્રત્યેક દલના મૂલ અને અગ્રમાં ચોવીસ અક્ષરોનો વિન્યાસ કરી આવાહિત દેવતાની ઉપાસના કરવાનું વિધાન છે. આ અનાહતને સૌરપીઠ અથવા સૂર્યપીઠ કહે છે, અને તે પીઠમાં ઉત્તમ શિખરઉપરથી આવાહિત કરેલી સંધ્યાદેવતાને ગાયત્રીમંત્રના છંદઃ શરીરમાં પ્રવેશ કરાવી તેના બુદ્ધિપ્રદ સામર્થ્યનું ચિંતન અથવા વિમર્શ કરવો. આ ચિંતન અર્ઘ્યપ્રદાનસમયે કરવું જેથી બુદ્ધિપ્રદ ફલ, સંધ્યાદેવતા સૂર્યના ઉપસ્થાન કરતા પહેલાં પ્રકટાવે છે. સત્ય લોકના શિખરઉપરથી અનાહત ગુહામાં આવી રહેલા સંધ્યાદેવીના ભર્ગને અર્ઘ્યપ્રદાન કરી ગાયત્રીમંત્રજપ અનાહત સ્થાને, કંઠસ્થાને અથવા મુખસ્થાને અક્ષમાલાવડે કરવાનો હોય છે. અકારથી ક્ષકાર પર્યંતના માતૃકામંડલના પુટમાં ગાયત્રીમંત્રને સંપુટિત કરી જપનારને મંત્રદેવતા મોતીના દાણાની પેઠે સુષુમ્ણામાર્ગમાં વ્યક્ત થાય છે.

ગાયત્રીમંત્રના ત્રણ ખંડ આઠ આઠ અક્ષરના છે તેથી તે **ત્રિપદા** કહેવાય છે. આ ત્રણ ખંડ એના શામાંથી ઉત્પન્ન થયા? તેના શરીરના પૂર્વભાવી વ્યાહૃતિરૂપ ત્રણ લિંગમાંથી. તે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદ્રવ્યથી વિંટળાયેલા લિંગની ઉત્પત્તિ શામાંથી થઇ? પ્રણવરૂપ અલિંગમાંથી. પ્રણવાત્મક અલિંગ કોને આશ્રિત છે? અર્ધમાત્રાને એટલે

ત્રિપદા ગાયત્રીનો વ્યાહૃતિમાંથી જન્મ; વ્યાહૃતિઓનો પ્રણવમાંથી જન્મ; પ્રણવનું અલિંગ પર્યવસાન; અલિંગનો બિંદુમાં નિવાસ, બિંદુ-

**નો પરબિંદુમાં નિવાસ.** નાદને આશ્રિત છે. અર્ધમાત્રા કોને આશ્રિત છે? બિંદુરૂપ અપરબ્રહ્મને આશ્રિત છે. અપરબિંદુ કોને આશ્રિત છે? શાંત પરબિંદુને આશ્રિત છે—આ સર્ગ સંપુટિત જપ કરનારને સ્પષ્ટ થાય છે. તમે પૂછશો કે તેના આવિર્ભાવની દિશા કેવી હશે. હું તે દિશામાત્રને દર્શાવવા પ્રયત્ન કરીશ. માર્ગે પ્રયાણ કરવું તે ઉપાસકનું કામ છે.

**છંદોમયી મૂર્તિના તથા અર્થમયી ભર્ગમૂર્તિના ઉદયનો ક્રમ. પ્રણવની સપ્ત માત્રાઓ; તેનો સપ્ત વ્યાહૃતિસાથે સંબંધ.**

સૌરપીઠમાં એટલે અનાહત ચક્રમાં આવાહિત કરી બેસાડેલાં સંધ્યાદેવીની છંદોમયી મૂર્તિનું ઉત્તમાંગ પ્રણવ છે. તે પ્રણવ અથવા ઓંકારની સાત માત્રાઓ છેઃ—(૧) **અકાર**, (૨) **ઉકાર**, (૩) **મકાર**, (૪) અર્ધમાત્રા અથવા નાદ, (૫) બિંદુ અથવા કેન્દ્રધ્વનિ (૬) શક્તિ અથવા ધ્વનિના સર્ગ તથા વિસર્ગનું સામર્થ્ય અથવા સ્પંદ અને (૭) શાંત અથવા શિવભાવ. પ્રણવનો ઉચ્ચાર દીર્ઘ ઘંટાનાદ જેવો કરનારને પ્રથમની ત્રણ માત્રાઓ વ્યક્ત, અર્ધમાત્રા વ્યક્તાવ્યક્ત, બિંદુમાત્રા ગુંજારજેવી વ્યક્તાવ્યક્ત, શક્તિમાત્રા અવ્યક્ત, શાંતમાત્રા પણ અવ્યક્ત સમજાશે. ૐ—આ ચિહ્નમાં પ્રથમની ત્રણ વ્યક્ત માત્રા મરણધર્મવાળી એટલે વિનાશ પામનારી, (ઘોરભાવની) તથા અર્ધમાત્રા અને બિંદુ શિવશક્ત્યાત્મક અર્ધનારીશ્વરરૂપે વ્યક્તાવ્યક્ત-રૂપે (ઘોરાઘોરભાવે) દર્શાવાય છે. આ પાંચ માત્રાસુધી પ્રણવ દશ્ય થાય છે, અને ત્યારપછી અનુચ્ચાર્ય છતાં શ્રવ્ય હોય છે. પ્રણવનો પૂર્ણ ઉચ્ચાર કર્યા પછી તેના નાદનું અનુરણન સહસ્રદલમાં ઉચ્ચારણ કરનારને પોતાને સંભળાય છે તે પ્રણવની શક્તિમાત્રા [અઘોરા] સમજવી. જ્યારે સહસ્રદલમાં તે શક્તિ શમી જઈ શાંત થાય ત્યારે પ્રણવ શિવાન્ત થયો સમજવો. આ પ્રણવની સાત માત્રામાંથી સાત વ્યાહૃતિનાં બીજો પ્રકટ થાય છે. સત્યમ્ એ વ્યાહૃતિનો ઉદય શાંતમાંથી, તપસ્‌નો ઉદય શક્તિમાંથી; જનનો ઉદય બિંદુમાંથી; મહર્‌નો ઉદય અર્ધમાત્રા અથવા નાદમાંથી; સ્વર્‌નો ઉદય મકાર-માંથી; ભુવર્‌નો ઉદય ઉકારમાંથી; અને ભૂનો ઉદય અકારમાંથી થાય છે.

**અકાર**નો **ભૂ** વ્યાહૃતિ–સાથેનો કાર્યકારણ–સંબંધ.

પ્રણવનો **અકારથી** **અગ્નિમીળે પુરોહિતમ્**—એ ઋગ્વેદના આદ્યમંત્રથી ઉન્મેષ થાય છે. ઉચ્ચાર કરવાના સઘળા અક્ષરોનો આરંભ **અકારથી** થાય છે, એનાથી ચઢીઆતું એટલે ઉત્તરબીજ માતૃકાનું નથી માટે તે **આદિબીજ** કહેવાય છે. સઘળા અક્ષરોમાં તે પેસે છે ત્યારે તે ઉભા રહે છે તેથી એટલે કે તેની **આપ્તિ**–ફેલાવાના ધર્મથી, તથા તેના આદિભાવથી તે **અકાર** કહેવાય છે. શબ્દમાં જેવો અકાર તેવો અર્થમાં **ભૂ**–એટલે હોવાપણાનું–સત્તાનું ભાન કરાવનાર સ્થૂલ પંચભૂતાત્મક તત્ત્વસમૂહ છે. જે અધિભૂતમંડલમાં ચક્ષુરાદિ ઇન્દ્રિયગમ્ય પદાર્થો હોય તે **ભૂ**ર્લોક કહેવાય છે. આ ટુંકો અક્ષર ઘણા ઉંડા અર્થને સંપુટમાં લઈ **ભૂ**ર્લોકની દેવતાનો વાચક થવાથી તે **વ્યાહૃતિ** એટલે "ટુંકામાં બોલાવવાનો શબ્દ–" એવું નામ પામે છે.

**ઉકાર**નો **ભુવર્** વ્યાહૃતિસાથે કાર્યકારણ સંબંધ.

એ **ભૂ** અથવા ઇન્દ્રિયગમ્ય પદાર્થોના સમૂહવાળા લોકની પીઠમાં અને આવરણરૂપે **ભુવર્**લોક રહ્યો છે. ભૂતની તન્માત્રાઓ તેમાં છે, અને તે ભૂનું કારણ છે. માટે **ભુવર્** શબ્દવડે તે ઓળખાય છે. તે લોકમાં તન્માત્રાનાં શરીરો અંતરિક્ષમાં કાર્ય કરે છે. સ્થૂલભૂતનો આશ્રય લીધા વિના તેઓનો ઉત્કર્ષ તથા ઉન્મેષ થાય છે માટે તે પ્રણવના કંઠસ્થ ઉત્કર્ષ અને ઉન્મેષવાચક **ઉકાર**વડે તે અર્થસૃષ્ટિ થાય છે. પ્રણવના **ઉકાર** અને **ભુવર્** વ્યાહૃતિવચ્ચે આ પ્રમાણે કાર્યકારણસંબંધ છે.

**મકાર**નો **સ્વર્** વ્યાહૃતિસાથેકાર્યકારણ–સંબંધ.

ત્યારપછી **ભુવર્**ની પીઠમાં રહેલો **સ્વર્**લોક છે. તે સર્વને સ્વાત્મભાવે પલટાવે છે, સર્વનું હરણ એટલે પ્રેરણ કરે છે તેથી કારણ શરીરને રચનાર તત્ત્વથી તે ભરેલો છે. સર્વનું માપ કાઢનાર હોવાથી એટલે કે **મકાર** વાણીસ્થાનના ઓષ્ઠસ્થાનીય અક્ષરોના છેલ્લા અક્ષરથી બંધ થાય છે તેથી વાણીનું છેવટનું માપ છે તેથી તથા સર્વ તે મહેશ્વરબીજમાં સમાઇ જાય છે તેથી મકારમાંથી સ્વર્ લોકની ઉત્પત્તિ છે. મકારની માહેશ્વર શબ્દવિભૂતિમાંથી સ્વર્લોકની અર્થ-

માત્રાઓ અવિદ્યા—કામ—કર્મની—જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયા શક્તિની જાગે છે તેથી **સ્વર્** વ્યાહૃતિ મકારસાથે કાર્યકારણસંબંધથી જોડાયેલી છે.

**મહરાદિ** ઉપરના ચાર લોકનો નાદ, બિંદુ શક્તિ તથા શાંત પ્રણુવ માત્રા સાથે સંબંધ.

ત્રિભુવન અથવા ત્રિલોકીની વ્યાહૃતિની પીઠમાં અનુક્રમે તેજો-માત્રાવાળા મોટા લોકની એટલે **મહર્**ની; સર્વજનની વ્યષ્ટિરૂપે આભિમાનિક ઉત્પત્તિ જ્યાં થાય છે તે **જન**લોકની; ચિત્તની એકાગ્રતાજન્ય તપવડે જ્યાં નીચેના લોકનાં સર્વ પ્રાણીપદાર્થો વ્યક્ત થાય છે તે **તપ** લોકની, અને અનંતજ્ઞાનવડે સર્વથી પર-ભાવે સત્યરૂપ હોવાથી **સત્ય**લોકની સત્તામર્યાદાઓ રહેલી છે. આ ચાર લોક પ્રણુવની ક્રમશઃ નાદ, બિંદુ, શક્તિ તથા શાંત માત્રાસાથે સંબંદ્ધ છે, એટલે કે તે માત્રાનો જ્યારે ઉદય થાય ત્યારે તે તે લોકનાં ભુવનો વ્યક્ત થાય છે. પરંતુ પ્રણુવની નાદ, બિંદુ, શક્તિ તથા શાંત કલા વ્યક્તાવ્યક્ત, અને અવ્યક્ત ભૂમિકાની હોવાથી તથા કેવલ પ્રણુવાભ્યાસિના સ્વાનુભૂતિમાત્રનો વિષય હોવાથી મહર્ષિ વિશ્વામિત્રે ગાયત્રીમંત્રના દિવ્યદર્શનમાં ત્રણ પ્રણુવની શ્રવ્ય તથા દશ્ય માત્રાસાથે કાર્યભાવથી જોડનાર ભૂ, **ભુવર્** તથા **સ્વર્**—એ ત્રિલોકીનો સંબંધ કર્યો છે, અને તે ત્રણ વ્યાહૃતિમાંથી ગાયત્રીના ત્રણપાદ અથવા ત્રણ ખંડનો ઉદય કરાવ્યો છે.

ગાયત્રીના જપ્ય મંત્રના પ્રથમ ખંડના અષ્ટાક્ષરનો અને ત્રણ પદનો **ભૂ** વ્યાહૃતિમાંથી ઉદય.

પ્રથમ ખંડના અષ્ટાક્ષરમાં અથવા ત્રણપદમાં ( **તત્ સવિતુઃ વરેણીયમ્** )—**ભૂ** વ્યાહૃતિમાંથી ઉત્પન્ન થનાર "પ્રસવ કરનાર સવિતાના પ્રાર્થનીય સુપ્ર-સિદ્ધ પદાર્થનું" ભાન કરાવ્યું છે. આ સંસારમાં સવિતૃમંડલનું પ્રાર્થનીય પ્રસિદ્ધ પદ **ભૂ**લોકમાં પૃથિવી અને અગ્નિમાં રહેલું સર્વ બુદ્ધિમાનને સમજાય છે. ભુ લોકમાં પૃથિવીજેવો બીજો મોટો ગોલક નથી તેમ અગ્નિકરતાં મોટો કોઇ દેવ નથી. એ ગાયત્રીના પ્રથમ અષ્ટાક્ષર અથવા ત્રિપદના વસુ એટલે ગુપ્ત ધન છે.

તેના બીજા ખંડના અ-

બીજા ખંડના અષ્ટાક્ષરમાં અને ત્રણ પદમાં ( **ભર્ગોદેવસ્ય ધીમહિ** ) **ભુવર્** વ્યાહૃતિની કારણરૂપે સ્થિતિ છે. તે પાદ **ભુવર્**ભેદી છે. ભુવ-

**ષ્ટાક્ષર અને ત્રણ પદનો ભુવર્ વ્યાહૃતિસાથેનો ઉદયક્રમ.**

રનો તે જનક છે. " દ્યોતનાત્મક સવિતૃ—દેવનું ભૂલોકનું પૃથ્વી—અગ્નિનું યામલ એટલે જોડાનું રૂપ અંતરિક્ષ—વાયુના બીજા જોડામાં **વસુ**રૂપે પેઠું છે, તે ભાસે છે, રમે છે, અને ગતિ કરે છે તેથી **ભર્ગ** છે અને તેનું અમે ધ્યાન કરીએ છીએ "—એ ભાવમાં બીજો ખંડ શમે છે.

**તેના ત્રીજાખંડના અષ્ટાક્ષર અને ચારપદનો સ્વર્ વ્યાહૃતિમાંથી ઉદય; તથા તુરીયપદની ગાયત્રીના સેવનનો અધિકાર.**

ત્રીજા ખંડના અષ્ટાક્ષરમાં તથા પૂર્વની પેઠે ત્રણ પદ નહિ, પણ ચારપદમાં ( **धियो यो नः प्रचोदयात्** ) **स्वर्** લોકની વ્યાપ્તિ કારણરૂપે કરવામાં આવી છે. " તે પ્રસિદ્ધ પ્રાર્થનીય સવિતા દેવનું **ભર્ગ** નામનું તેજ અમારા કારણ—શરીરમા રહેલી બુદ્ધિનો પ્રકાશ કરો કે જેથી તે આખું મટી વિભુ—મહત્ થાય " એ તત્ત્વાર્થ ગુંથ્યો છે. આ ખંડમાં દ્યુ—લોક અને સૂર્ય નામના વસુનો સમાસ થાય છે.

આ પ્રમાણે ચોવીસ અક્ષરોમાં, ત્રણપાદમાં અથવા ત્રણખંડમાં, દશ પદમાં **ભર્ગ** મૂર્તિને ઉપાસ્યરૂપે પોતાના પુરુષરૂપ આત્મામાં એટલે જીવચેતનની પીઠમાં જેઓ જગવે છે તેઓને **તુરીયપદ** એટલે કે ( **परोरजसे सावदोम्**—" અર્થાત્ ત્રિલોકીના ધૂલિથી પર ચૈતન્યસ્વરૂપ જે સૂર્યમાં છે તે મારામાં છે "—એ ભાવવાળા ગુપ્ત ચોથા પાદને ત્રીજા ખંડમાં આવેલા ચાર પદવડે પ્રબુદ્ધ કરવામાં આવે છે, તથા તેનો સાક્ષાત્કાર કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. તે પાદમાં નક્ષત્ર તથા ચંદ્ર નામના છેલ્લા બે વસુ રહેલા છે.

**શબ્દાનુવિદ્ધા ગાયત્રીના જપવડે પ્રકટ થનારી સાત શબ્દશક્તિઓ.**

શબ્દથી અનુવિદ્ધ આ સંધ્યાદેવીનું આવું ગાયત્ર્યાત્મકરૂપ સાવિત્રીભાવમાંથી જેઓ જગવે તેમનો જપ સિદ્ધ થયો સમજવો. જપ્ય ગાયત્રી પ્રત્યેક ત્રિખંડમાં સૂર્યમાં સાતશક્તિવાળ હોવાથી તે પ્રત્યેક અક્ષરની શબ્દશક્તિ, સાતતત્ત્વને પ્રકાશિત કરી, આપણા સાત પ્રકારના પાપને બાળે છે.

**તે સાત શકિતવડે થતું**

**શ્રી** શક્તિ શબ્દતત્ત્વને જગવે છે, અને પ્રાણકૃત પાપનો નાશ કરે છે; **કીર્તિ**શક્તિ સ્પર્શતત્ત્વને જગવે છે અને અપાનજન્ય પાપનો નાશ કરે છે;

સાત તત્ત્વનું શોધન, અને સાત નિમિત્તથી થતાં પાપોનો નાશ.

**માયાશક્તિ** રૂપતત્ત્વને પ્રકાશિત કરી વ્યાનજન્ય પાપને બાળે છે; **ધૃતિ શક્તિ** રસતત્ત્વને જગવી ઉદાનજન્ય પાપને બાળે છે; **મેધાશક્તિ** ગંધતત્ત્વ જગવી સમાનજન્ય પાપને બાળે છે; **સ્મૃતિશક્તિ** મનસ્ તત્ત્વને જગવી ચિત્તજન્ય પાપને બાળે છે; અને **વાક્શક્તિ** બુદ્ધિતત્ત્વને જગવી અહંકારજન્ય દોષનો નાશ કરે છે. આ પ્રમાણે **श्री कीर्ति माया धृति मेधा स्मृतिवाचःशक्तयः**—એ ગાયત્રીના હૃદયનો સ્ફોટ ઉપાસકને સત્વર થાય છે.

ઉપાસનાનું ફલાર્પણ અને ગાયત્રીવિસર્જનનું તાત્પર્ય. સંધ્યોપાસનાનો ઉપસંહાર.

જપના અવધિએ કૃતકર્મ તથા તે સંબંધી ઉપાસનાના, સાત શક્તિની પ્રાપ્તિ એટલે બુદ્ધિની સ્વચ્છતા–રૂપ ફલને ઉપાસક ઉપાસ્યને અર્પણ કરે છે, અને તે ફલ ઉપહારસાથે સંધ્યાદેવીનું અનાહતમાંથી વિસર્જન કરી સૂર્યમંડલમાં તેને પુનઃ સ્થાપે છે. સૂર્યમંડલમાંથી આ પ્રકારે સંધ્યાગાયત્રીનું આવાહન કરી સોપાસન કર્મ કરનાર શું શું નથી કરી શકતો ? ગાયત્રી જેમ ગાન કરનારનું ત્રાણ કરે તેમ તે પુરુષ અભય તથા વર આપવાના સામર્થ્યવાળો થાય છે.

સંધ્યાકર્મ જે સ્વતઃ અવિદ્યારૂપ છે, અને **अन्धतमस्** જેવું છે તેમાં વિદ્યા અથવા ઉપાસના વિદ્યુદ્રેખા ઉત્પન્ન કરે છે, અને તે ગાયત્રીમંત્રના શબ્દથી અનુવિદ્ધ હોવાથી તે ઉપાસનો શબ્દાનુવિદ્ધ ગણાય છે. આ સર્વસામાન્ય પીઠરૂપા ઉપાસના છે. તે પીઠ–ઉપર પંચવ્યૂહત્મક અનંત સવિશેષ ઉપાસના થઈ શકે છે.

અર્થાનુવિદ્ધા દહરોપાસનાનો ઉપક્રમ.

હવે અર્થાનુવિદ્ધા ઉપાસના કેવી થાય છે તેના ઉદાહરણાર્થે શૈવવ્યૂહની એટલે શૈવાગમની શ્રૌત દહરોપાસનાનો વિવેક આપણે કરીશું.

( **અપૂર્ણ.** )

**नर्मदाशंकर देवशंकर महेता.**

---

# राजयोग.

( અનુસંધાન ૪૩ મી શ્રેણીના પૃષ્ટ ૪૩ માથી )

આપણે જેનું વર્ણન કરી ગયા તે યમવ્રતને મહાવ્રત કહેવામાં આવે છે. પૃથ્વીઉપર પ્રચલિત જૂદા જૂદા ધર્મોનાં સ્વરૂપો અથવા લક્ષણોમાં ભેદ જોવામાં આવે છે અને તેથી એક ધર્મનું પાલન કરનાર બીજા ધર્મના અંગનું પાલન કરવાનું યોગ્ય ગણતો નથી. પરંતુ આ યમવ્રતનું પાલન તો કોઈ પણ ધર્મના મનુષ્યને અને પૃથ્વીઉપર કોઇ પણ ભાગમાં રહેતા મનુષ્યને બાધ કરનાર થઇ પડતું નથી. અર્થાત્ તેનું સર્વ મનુષ્યો પાલન કરી શકે છે, અને તેનો લાભ લેઇ શકે છે. વળી અમુક જ જાતિના મનુષ્યો તેનું પાલન કરી શકે અને અમુક ન પાલન કરી શકે તેમ પણ હોતું નથી. સર્વ જાતિના મનુષ્યો તેનું પાલન કરીને તેના લાભને લેઇ શકે છે. વળી આ મહાવ્રતને માટે એમ પણ હોતું નથી કે તેનું એક કાલમાં પાલન કરવું હિતકર ગણાય અને અન્ય સમયમાં પાલન કરવું અહિતકર હોય. અર્થાત્ તેનું પાલન સર્વ સમયમાં થઇ શકે છે, અને સર્વ સમયમાં તેનું પાલન કરનારને તેનો લાભ મળી શકે છે.

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન; એ નિયમવ્રતના પાંચ અંગ છે. આ યમ તથા નિયમનાં અંગોનું યોગસાધક જેટલા અંશમાં અધિક પાલન કરે છે તેટલા અંશમાં તે યોગની સિદ્ધિને અધિક કરી શકે છે. આજે ઘણાએ મનુષ્યો યોગવિદ્યામાં આગળ વધવાનો અને સમાધિ સાધવાનો પ્રયત્ન કરે છે, પણ તેમને તેની સિદ્ધિ થતી નથી તેનું કારણ એ જ છે કે તે આ યમનિયમને સિદ્ધ કરતા નથી. ઘણા તો તે વ્રતની ઉપેક્ષા કરીને આગળ વધવાની ઇચ્છા રાખતા જોવામાં આવે છે. આવા મનુષ્યોએ જરા પાછા વળીને જોવું ઘટે છે કે પોતે યમનિયમની કેટલા અંશમાં સિદ્ધિ કરી છે; અને તે પ્રમાણે જોઇને તેમણે પોતાની અપૂર્ણતાને દૂર કરવી ઘટે છે. આ વિના તેમને માટે પ્રગતિનો અન્ય માર્ગ નથી જ.

શૌચ એ નિયમવ્રતનું પ્રથમ અંગ છે. શૌચ એટલે શુદ્ધિ. આ શૌચ બે પ્રકારનું છેઃ બાહ્ય અને આંતર. શુદ્ધ જલે સ્નાન કરવું એ શરીરની શુદ્ધિ છે. ગોમય, મૃત્તિકા તથા ગોમૂત્રવડે સ્નાન કરી પછીથી શુદ્ધ જળે સ્નાન કરવું, એ પણ શરીરની શુદ્ધિ કરનાર છે. આ બાહ્યશુદ્ધિ અથવા શૌચ પણ બે પ્રકારનું છે. આ પ્રમાણે શરીરની બાહ્યશુદ્ધિ કરવી તે અને પવિત્ર પદાર્થોને ખાવા તે બીજા પ્રકારનું શૌચ છે. આર્ય પુરુષોએ શુદ્ધિ અથવા શૌચને ઓછી મહત્તા આપી નથી. ઘણા મનુષ્યો આ શૌચવ્રતના માહાત્મ્યને સમજી શકતા નથી, અને તેથી તેની જરૂર નથી એમ કહેતા જોવામાં આવે છે. ઢેડ ભંગીને અડકવાથી કંઈ જ બાધ નથી, તેથી અપવિત્રતા થતી નથી તથા પવિત્રતાનો નાશ થતો નથી, એમ તેઓ કહે છે. શૌચ જાઇને સ્નાન કરવાની કંઇ જરૂર નથી, એમ આ લોકો કહે છે. સ્નાન કરીને અન્ય કે જે અશુદ્ધ છે તેને અડકવાથી કંઇ જ હાનિ નથી એમ તે માને છે. વળી તે એમ પણ કહેતા જોવામાં આવે છે કે અમે આ ઢેડને અડકીએ છીએ, તો અમને હાનિ થઇ જતી હોય તો તે પ્રત્યક્ષ બતાવો. આ પ્રમાણે આર્યશાસ્ત્રના અને શૌચવ્રતના રહસ્યને નહિ સમજનાર મૂર્ખની પેઠે ગમે તેમ પ્રલાપ કરે છે.

મનુષ્યના અંતરમાં અંતર્યામી ઈશ્વર અથવા તો આત્મા રહેલો છે. આ અંતર્યામી ઈશ્વરનો અથવા આત્માનો પ્રકાશ કયાં કયાં કારણોથી નથી પ્રકટતો વા નથી પ્રકાશતો, એ આર્યદેશના ઋષિમુનિઓએ જોયું હતું. અને તેથી તેમણે તે કારણોને દૂર કરવાનો જેમને તે પ્રકાશ જોવાની ઇચ્છા હોય તેમને ઉપદેશ કરેલો છે.

આહારની મનઉપર કેટલી બળવાન્ અસર થાય છે એ જે સમજી શકતા હોય તે જ સમજી શકે છે. વેશ્યા જેમ કહે કે લો, મને શી હાનિ થાય છે તે બતાવો, અને મારામાં અને પતિવ્રતા સ્ત્રીમાં શું ફેર છે તે દર્શાવો, તેમ આ અશૌચને અને શૌચને નહિ સમજનારા પણ કહે છે કે તમારામાં અને અમારામાં શું ભેદ છે તે બતાવો. પણ જે જોઇ જાણી શકે છે કે વેશ્યા અને પતિવ્રતા સ્ત્રીવચ્ચે અમુક અંતર છે, તેમ શુદ્ધ અને અશુદ્ધ પાળનારવચ્ચે પણ અંતર હોય છે, તે જ તેના માહાત્મ્યને સમજી શકે છે. અસ્તુ, આ સંબંધમાં અધિક ચર્ચા કરવાનો આ પ્રસંગ નથી.

શ્રીમાન્ વિવેકાનંદ કહે છે કે We must use that food which brings no the purest mind—આપણે એવો ખોરાક ખાવો જોઇએ કે જે મનને અત્યંત પવિત્ર કરનાર હોય.

ઘણા મનુષ્યો એમ પણ કહેતા જોવામાં આવે છે કે અમુક ખોરાકથી શી હાનિ છે, તે પણ તેમનું અજ્ઞાન જ છે, તે બિચારા આ સંબંધમાં તદ્દન બાલકજેવા છે. યોગાભ્યાસીને આહારનો વિવેક કરવાની અનિવાર્ય જરૂર છે.

અંતઃકરણમાં રહેલા રાગદ્વેષ, ઇર્ષ્યા, અસૂયા, મદ, વગેરે દોષોને નિર્મૂલ કરીને તેમાં કરુણા, મૈત્રી, શુદ્ધ પ્રેમ, નિરભિમાનતા, વગેરેને સ્થાન આપવું અને તેમને પોષવા, એ અંતઃકરણની અથવા મનની પવિત્રતા છે, અને જેને આપણે આંતરશૌચ અથવા આંતરશુદ્ધિ કહીએ છીએ.

શરીરને શુદ્ધ જલવડે પવિત્ર રાખવું, સ્નાન કર્યા પછી શુદ્ધ ધોયેલાં વસ્ત્ર પહેરવાં, તથા માંસ, મદિરા, આદિ પદાર્થોને તથા અન્ય અપવિત્ર મનુષ્યથી રંધાએલા તથા તેમના અડકેલા પદાર્થો ન ખાતાં પવિત્ર સાત્વિક આહાર ખાવો તે બાહ્યશૌચ છે. ઇર્ષ્યા અસૂયા વગેરેનો ત્યાગ કરીને પવિત્ર વિચારોને કરવા, એ આંતરશૌચ અથવા આંતરશુદ્ધિ છે.

યોગનું લક્ષણ ચિત્તનિરોધ એવું કરેલું છે. આ ચિત્તનિરોધમાં આ શૌચ ઉપયોગી છે, જેથી તેને યોગનાં અંગોમાં સ્થાન આપેલું છે. જો આ યમનિયમની જરૂર ન હોત તો પતંજલિ ભગવાન્ આ અંગોની આવશ્યકતા સ્વીકારત જ નહિ.

શુદ્ધિના નિયમોનું પાલન કરનાર અને નહિ કરનાર એમ બે પ્રકારના મનુષ્યોવચ્ચે જે મતભેદ જોવામાં આવે છે તેનું કારણ એ છે કે જે શુદ્ધિનું પાલન કરે છે, તે તેના મહત્ લાભને સમજે છે, કારણ કે તેનો તે સ્વાનુભવ કરે છે, જેથી તે તેનું પાલન કરવાનો આગ્રહ સેવે છે, અને જે તેનું પાલન કરતા નથી તેમની ઉપેક્ષા કરે છે; અને જે મનુષ્યો શુદ્ધિના નિયમોનું પાલન કરતા નથી તેમને તેના માહાત્મ્યનું જરા પણ ભાન નથી, જેથી તે તેની આવશ્યકતા જોતા નથી, અને તેથી જે તેનું પાલન કરે છે, તેમનો તિરસ્કાર કરે છે. અસ્તુઃ આ પ્રસંગ આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરવાનો નથી.

નિયમનું બીજું અંગ સંતોષ છે. શરીરના નિર્વાહમાં જેટલા પદાર્થોની જરૂર છે, તેથી વધારાના પદાર્થોની અસ્પૃહા તે સંતોષ છે, અને યોગાભ્યાસીએ સંતોષનું પાલન કરવું જ જોઇએ; કારણ કે જો તે નિર્વાહથી વધારે પદાર્થો મેળવવાનો પ્રયત્ન કરે છે તો પછી તેનો કાલ અને તેની શક્તિનો વ્યય તેમાં થાય છે, અને તેથી તે યોગાભ્યાસ કરી શકતો નથી. યોગાભ્યાસનું ફળ મહાન્ છે અને તેની મહત્તા તેના અભ્યાસકને જ્ઞાત હોવી જ જોઇએ, અને જેને તેની મહત્તા જ્ઞાત નથી તે સંતોષનું સેવન કરી શકતો નથી. સંતોષથી ચિત્તની ચંચળતા ઓછી થાય છે, અને વૃત્તિઓ સ્વસ્થ થાય છે, જેથી યોગમાં તે અતિ ઉપકારક છે.

હાલમાં ઘણા મનુષ્યો યોગનો અભ્યાસ કરતા જોવામાં આવે છે, છતાં તેમની પ્રગતી થતી જણાતી નથી, તેનું કારણ એ છે કે તે સંતોષને સેવતા નથી. તેમને વ્યવહાર પણ સાધવો છે અને યોગ પણ સાધવો છે. તેમને વ્યવહારનાં છોકરાં પરણાવવાં છે, ન્યાતવરા કરવા છે, હાટી જોઇએ હોય, વ્યવહારનાં આવાં જ બીજાં કામ કરવાં છે અને યોગી થવું છે. તેમને કુવામાં એ પગ રાખવો છે અને હવામાં એ રાખવો છે.

પરંતુ આ પ્રમાણે આ બન્ને ક્રિયાઓ એક સાથે થઇ શકતી નથી. કારણ કે બન્ને વિરોધી છે, એ બન્ને વિરોધી દિશામાં લેઈ જનાર છે. આ પ્રમાણે હોવાથી જ હાલના યોગના અભ્યાસકો અથવા યોગના શોખીનો આગળ વધી શકતા નથી. આરંભનાં પગથીયાંનું તો ઠેકાણું હોતું નથી ત્યાં તો તેઓ ધારણા, ધ્યાન અને સમાધિની વાર્તા કરતા જોવામાં આવે છે. પણ આ પ્રમાણે શિખરની વાતો કરવાથી શું વળે? અને તે સંબંધમાં કંઇ જ વળતું નથી, એ હાલના મનુષ્યોનું જીવન જોતાં સ્પષ્ટ જણાય છે.

ત્યારે આ મનુષ્યોએ શું કરવું જોઇએ? તેમણે જો યોગમાર્ગમાં આગળ વધવું હોય, તેમણે જો યોગની સિદ્ધિ કરવી હોય, તેમની જો યોગ સાધવાની સાચી ઇચ્છા હોય તો તેમણે એ કરવું જોઇએ, કે તેમણે સંતોષને સેવવો જોઇએ. જીવનનિર્વાહમાં જેટલા દ્રવ્યની જરૂર હોય તેટલું દ્રવ્ય મળે. એટલે તેમણે લોભને છોડીને જે સમય બચે તેનો ઉપયોગ યોગસાધનમાં કરવો જોઇએ.

ઘણાને એવી શંકા પણ થાય છે કે આપણે જો વ્યવહારનાં કાર્યને છોડીને આ પ્રમાણે યોગનાં સાધનો સાધીશું તો પછી આપણો નિર્વાહ શી રીતે થશે. પણ આ તેમની શંકા પણ અનુચિત છે. કારણ કે તેમનું નિર્વહણ સર્વજ્ઞ પરમાત્મસત્તા કરે છે જ. આજ પર્યંત કોઈપણ પરમાર્થ માર્ગમાં વહેતા સાધકનું ઈશ્વરે નિર્વહણ નથી કર્યું એમ નથી જ. યોગસાધકના યોગક્ષેમનું નિર્વહણ પરમાત્મા કરે છે જ. માત્ર જે કંઇ થવું જોઇએ તે અનન્યભાવે થવું જોઇએ અને અનન્યભાવે સ્મરણચિંતન કરનારના યોગક્ષેમનું નિર્વહણ પરમાત્મા કરે છે જ. પરમાત્માના આ ધર્મનો નિર્દેશ કરતાં શ્રીકૃષ્ણ ભગવાન્ ભગવદ્ ગીતામાં કહે છે કે **तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्.** તે વચનપ્રમાણે તે ભક્ત અથવા સાધકના યોગક્ષેમનું વહન કરે છે જ. જ્યારે સાધક શ્રદ્ધાભક્તિપૂર્વક આગળ વધે છે ત્યારે જ તેને અનુભવ થાય છે કે આ શ્રીભગવાનની પ્રતિજ્ઞાનું તે નિરંતર સાવધાનતાપૂર્વક પાલન કરે છે જ. જ્યારે સાધક યોગ સાધવાની સાચી ઈચ્છાથી, તીવ્ર ઇચ્છાથી યોગસાધનમાં જોડાય છે, અને વ્યવહારની ઉપેક્ષા કરે છે ત્યારે તેના યોગક્ષેમનું નિર્વહણ પરમાત્મસત્તા કરે છે જ. આ કંઈ નવિન વાર્તા નથી. પરંતુ કહેવાનું તાત્પર્ય એ છે, કે હાલમાં અનેક મનુષ્યો યોગ સાધવાની ઈચ્છાવાળા તથા સાધન સાધતા પણ જોવામાં આવે છે, પરંતુ તેમની પ્રગતી થતી નથી તેનું કાંરણ કે તે આરંભક પગથીયાંની ઉપેક્ષા કરે છે.

ત્રીજું અંગ તપ છે. ભુખ તરસ, ટાઢ તાપ વગેરેને સહન કરવાં, કૃચ્છ ચાંદ્રાયણ આદિ વ્રત કરવાં, સ્થૂલ તથા સૂક્ષ્મ ઇંદ્રિયોનું દમન કરવું તે તપ કહેવાય છે.

વૃત્તિની બહિર્મુખ વિષયોપ્રતિ સ્થિતિ, એ યોગની વિરોધી છે. અને જ્યાંસુધી આવી સ્થિતિ રહે છે ત્યાંસુધી યોગ સાધી શકાતો નથી. તપથી શરીરનું શોષણ થાય છે તથા ઉન્મત્ત ઇંદ્રિયો પણ દુર્બલ થાય છે, જેથી વૃત્તિની વિષયલોલુપતા કેટલાક અંશમાં ઓછી થાય છે. વળી તપ એ પુણ્યક્રિયા હોવાથી તે ચિત્તમાં રહેલા પાપરૂપ રાજસ તામસ સંસ્કારોને દગ્ધ કરે છે. તપનો મહિમા અપાર છે. તપવડે આ જગતમાં કંઇ જ અસાધ્ય નથી. પૂર્વે ઋષિમુનિઓએ કેવાં ઉગ્ર તપ કર્યાં છે તે આપણને અજ્ઞાન નથી જ. તે પ્રમાણે તિતિક્ષા સહન કરીને તપશ્ચરણ થવું જોઇએ. પણ આજે તો સહુ

કોઇને આ કડાકુટમાં પડવું યોગ્ય જણાતું નથી, સહુ કોઈ આજે તો જનકની પેઠે જીવન્મુક્ત હોય તેમ યથેચ્છ વિચરે છે. પણ સંસારના વિષયોને એક બાજુથી ભોગવાય અને તેની સાથે યોગની સિદ્ધિ થાય એમ બનવું અસંભવિત છે. ઇંદ્રિયોનો વિષયોપ્રતિનો વેગ શમવો જ જોઇએ, અને તે તપવડે શમે છે. માટે યથાશક્તિ તપની પણ જરૂર છે.

વળી તપથી મનને પણ વશ વર્તાવવાનું આપણામાં સામર્થ્ય પ્રકટે છે. વિવિધ તપના નિયમોનું આગ્રહપૂર્વક પાલન કરવાથી એ થાય છે કે તે માર્ગમાં મનને ઇચ્છા હોય કે ન હોય પણ વહેવું પડે છે, અને તેનો પરિણામ એ આવે છે કે તેટલા અંશમાં મનોજય થાય છે. આ મનોજય એ યોગનાં આગળનાં ધારણા ધ્યાનાદિ અંગોમાં અતિ ઉપકારક થઇ રહે છે. ને અંગોના સાધનકાળે પછી મનની વૃત્તિઓને આપણે તે તે સાધનમાં સુખથી જોડી શકીએ છીએ. આ વિના પણ તપના બીજા અનેક લાભ છે.

ચોથું અંગ સ્વાધ્યાય છે. સ્વાધ્યાય એટલે વેદાધ્યયન તથા ગુરુપદિષ્ટ મંત્રનો જપ. જે વેદશાસ્ત્રને સમજી શકતા હોય તેમણે તેનું ગુરુદ્વારા અથવા પોતાની મેળે અધ્યયન કરવું જરૂરનું છે. કારણ કે તે પ્રકારનું વેદાધ્યયન એ ચિત્ત પાપરૂપ સંસ્કારોને બાળીને તેને નિર્મલ કરે છે તથા તેને સ્થિર કરે છે.

જપથી પણ ચિત્તગત પાપરૂપ સંસ્કારો દગ્ધ થાય છે, અને તેને સ્થિર કરે છે. ચિત્તવૃત્તિઓનો નિરોધ, એને યોગ કહેવામાં આવે છે, અને જપથી વૃત્તિઓનો નિરોધ ઉત્તમ પ્રકારે થઈ શકે છે. જપના ચાર પ્રકાર છે. વાચક, ઉપાંશુ, મનોમય અને ધ્યાન. તેમાં આ ચારમાં પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર ઉત્તર શ્રેષ્ઠ છે, અને તેનું ફલ પણ અધિક છે.

એકાંતમાં બેસીને પાસે રહેલો મનુષ્ય સાંભળી શકે તેવી રીતે વૈખરી વાણીથી જપ કરવો તેને વાચકજપ કહે છે. જે જપ ઓઠ અને જીહ્વાવડે કરાય છે અને જે પાસે રહેલો મનુષ્ય સાંભળી શકતો નથી, તે ઉપાંશું જપ કહેવાય છે. જે જપ માત્ર મનમાં જ કરવામાં આવે છે તેને મનોમય કહે છે, અને જે જપમાં શબ્દવૃત્તિ અને લક્ષણાવૃત્તિ લીન થાય છે, તેને ધ્યાનજપ કહે છે.

જપયોગ એ પણ એક સ્વતંત્ર માર્ગ છે અને માત્ર તેનું જ જો સાધક સારી રીતે અનુષ્ઠાન કરે છે તો તેને યોગની સિદ્ધિ

થાય છે, અને યોગનું જે ફલ તે તેને મળે છે. જે ઉત્તમ અધિકારી હોય અને જે મનોમય અથવા ધ્યાનજપ કરી શકતા હોય તેવા ભલે તે જપ કરે. પણુ આરંભક સાધકે તો વૈખરીથી જ શરુઆત કરવી ઘટે છે. મારા વિચાર પ્રમાણે સાધકે વાચકજપનું ઇષ્ટ મંત્રનું એક પુરશ્ચરણુ કરવું જોઇએ. પછી ઉપાંશુંનું પણુ તે પ્રમાણે એકાદ કે જરૂર જણાય તો બે ત્રણુ પુરશ્ચરણુ કરવાં જોઇએ. વળી બાકીના વખતમાં હરતાં ફરતાં પણુ મનમાં ઇષ્ટમંત્રનો જપ કરવો જોઇએ. આ પ્રમાણે બને તેટલી જપની અધિક સંખ્યા થવી જોઇએ. આસન, પ્રાણાયામ આદિ સાધવા કઠિન છે, પણુ આ જપમાર્ગ તો અતિ સહેલો છે, અને પ્રત્યેક સાધક તેને સાધી શકે છે. જપની સંખ્યા અધિક થતાં ચિત્તના રજતમાદિ દોષો સ્વાભાવિકરીતે જ નિવૃત્ત થાય છે. વૃત્તિની પણુ સ્થિરતાપૂર્વક એકાગ્રતા થાય છે, અને સાધક ક્રમથી ધારણા અને ધ્યાનપર્યંત પહોંચતાં તેની સિદ્ધિ કરે છે. **जपात्सिद्धिः. यज्ञानां जपयज्ञोस्मि**, એ વગેરે વચનો જપના મહિમાને સૂચવે છે. જપથી સમાધિપર્યંતની સિદ્ધિ થાય છે, એવો તેનો મહિમા અપાર છે.

પાંચમું અંગ ઈશ્વર પ્રણિધાન છે. સર્વ કર્મોને પરમાત્માને અર્પણુ કરવાં તે ઈશ્વર પ્રણિધાન છે. ફળની તાલાવેલી કર્યાવિના સાધક ઇશ્વરને કર્તારૂપે માનીને સાધનને શાંતિથી સાધે છે, જેથી તે સાધનમાં સુખપૂર્વક આગળ વધી શકે છે.

યોગસાધકે એટલું લક્ષમાં રાખવું કે આ યમનિયમનું પાલન કર્યાવિના તે યોગમાર્ગની સિદ્ધિ કરી શકતો નથી. આ યમનિયમનું પાલન કરવાથી સાધક વેગથી યોગમાર્ગમાં આગળ વધી શકે છે, તથા યોગનું જે ફલ શાસ્ત્રમાં વર્ણવ્યું છે તેનો અનુભવ કરે છે. આ યમનિયમવિના યોગ ફલને પ્રકટાવી શકતો નથી.

આપણે અત્ર જાણી ગયા કે આ યમનિયમવ્રતનાં અંગોનું પાલન કરવાથી યોગનાં આગળનાં અંગો જે ધારણા, ધ્યાન અને સમાધિ, તેની સુખપૂર્વક સિદ્ધિ થાય છે, તથા યોગસાધના ફળવતી થાય છે. આ વ્રતનું મહાન્ ફળ છે. તોપણુ તેની સિદ્ધિ થતાં સાધકને અવાંતર ફલની પણુ પ્રાપ્તિ થાય છે. આ ફળ કયાં છે તેને આપણે સ્વલ્પમાં જણાવીશું.

અહિંસાની સિદ્ધિ થતાં અથવા અહિંસાધર્મમાં યોગીની સ્થિતિ થતાં હિંસ્રસ્વભાવનાં પ્રાણીઓ પણુ પોતાના વૈરનો ત્યાગ

કરે છે. ઉંદર બીલાડી, સર્પનોળીયો, વાઘબકરી વગરે પ્રાણીઓ અહિંસાવ્રતની સિદ્ધિ કરી હોય છે તેના સમીપમાં રહેતાં અથવા આવતાં પોતાના સ્વાભાવિક વૈરનો ત્યાગ કરે છે. અહિંસાવ્રતની સિદ્ધિ કરનારને દુષ્ટ સત્ત્વો અપાય કરી શકતાં નથી, એટલું તેનું વાતાવરણ અદ્ભુત પ્રભાવવાળું હોય છે. તે જંગલમાં ગમે તે સ્થાનમાં નિર્ભયપણે રહી શકે છે, અને યોગનાં સાધનોને સાધી શકે છે. આ ઉપરાંત આ અંગની સ્થિરતા થવાથી તે યોગસાધકના અંતઃકરણમાં રહેલાં રજસતમસરૂપ દ્રવ્યો પણ ક્ષીણ થઈ રહે છે અને સત્ત્વની પ્રધાનતા થાય છે. સત્ત્વદ્રવ્યની પ્રધાનતા એની યોગની સિદ્ધિમાં અત્યંત આગત્ય છે, જેથી સાધકને આ પણ એક વિશેષ લાભ થાય છે.

સત્યની સિદ્ધિ થતાં સાધકની વાણી અમોઘ થાય છે. અર્થાત્ તે જે બોલે છે તે પ્રમાણે આ વિશ્વમાં થાય છે. તે કોઇને કહે, કે તારો અમુક રોગ મટી જશે તો તે રોગ મટી જાય છે અને તેને આરોગ્ય પ્રાપ્ત થાય છે. તે કોઇને કહે કે જા તારૂં દુઃખ દૂર થઈ જશે તો તેના વચનપ્રભાવવડે તેનું દુઃખ દૂર થઈ જાય છે અને તે સુખી થાય છે. તે કોઇને કહે, કે જા તને સ્વર્ગ મળશે તો તેને સ્વર્ગ મળે છે.

અસ્તેયની પ્રતિષ્ઠા થવાથી સર્વ દિશામાં રહેલું રત્નાદિ દ્રવ્ય તે યોગીની સત્તામાં અથવા તેની પાસે આવે છે. કહેવત છે, કે માગે તેની ભાગે અને ત્યાગે તેની આગે, તે પ્રમાણે જે લક્ષ્મીની અસ્પૃહા ધરે છે, તેના પગમાં તે દાસીરૂપે થઇને પડે છે. તાત્પર્ય કે આ અંગની સિદ્ધિ થતાં સાધકને જેની જરૂર હોય છે તે પદાર્થો ઇચ્છા થતાં એની મેળે આવી મળે છે.

બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થવાથી વીર્યલાભ થાય છે. વીર્યશબ્દનો અર્થ ઐશ્વર્ય અથવા બલ છે. મનુષ્યમાં શક્તિ રહેલી છે જેના બે પ્રકાર છે. એક જ્ઞાનશક્તિ અને બીજી ક્રિયાશક્તિ. બ્રહ્મચર્યના પાલનથી આ બન્ને શક્તિઓનું બલ વૃદ્ધિને પામે છે, અને આ શક્તિની વૃદ્ધિ થવાથી સાધક ધારે તે કરી શકવાને સમર્થ થાય છે. નિર્બળ મનુષ્યોથી નથી તો યોગ સધાતો કે નથી તો આત્માની પ્રાપ્તિ કરી શકાતી. પરંતુ બલવાન્ મનુષ્યો જ યોગની સિદ્ધિ કરી શકે છે અને આત્માની પ્રાપ્તિ કરી શકે છે. જેમનું શરીર નિર્બળ હોય છે

તેમનું મન પણ નિર્બળ જ રહે છે, જેથી તેવા મનુષ્યો કંઇ જ કરી શકતા નથી અને સામાન્ય સ્થિતિમાં જીવન ગાળીને મરણને શરણ થઇ રહે છે. બ્રહ્મચર્યનું પાલન કરનારનું ઓજસ્ તથા સંકલ્પ—શક્તિ અતિ બળવાન્ હોય છે, અને તેથી તે બીજા મનુષ્યોઉપર પ્રતાપ પાડી શકે છે તથા ઇચ્છાનુકૂલ કાર્ય કરી શકે છે. વળી બ્રહ્મચર્યવાન્માં અધ્યાત્મબળ પણ પ્રકટે છે, અને તેથી તે અસાધારણ જેવાં કાર્ય કરી શકે છે. જગત્માં થઇ ગએલા આધ્યાત્મિકબળવાળા પુરૂષો જે જે મહાન્ કાર્યો કરી ગયા છે તેનું કારણ તે બ્રહ્મચર્યનું પાલન કરનાર હતા અને તેને લીધે વીર્યશક્તિવાળા હતા એ પણ છે. યોગસાધકે બ્રહ્મચર્યનું પાલન કરવું જ જોઇએ.

ઘણા પ્રસંગે એમ પણ બને છે, કે વીર્યની અમર્યાદ વૃદ્ધિ એ ચિત્તને વિકારી, અવ્યવસ્થ તથા ઉન્મત્ત પણ કરે છે. જેથી ગુરુદ્વારા વીર્યના સંયમની કળા જાણવાની પણ જરૂર છે. ગૃહસ્થાશ્રમનું આટલામાટે જ સ્થાપન છે. તો પણ ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ એવો નથી સમજવાનો કે ઉન્મત્ત ઇંદ્રિયોને વિષયભોગમાં રત રાખવી. તે પ્રમાણે કરવાથી ઉલટી ઇંદ્રિયોની ઉન્મત્તતા વધે છે, અને ગૃહસ્થનો શરીર, મન, અને આત્માથી વિનાશ લાવે છે. પ્રજાની આજે આ પ્રકારની ત્રિવિધ અવનતી થવાનું કારણ આ જ છે. ગૃહસ્થદશામાં પણ બ્રહ્મચર્યના અગત્ય છે નથી એમ નથી.

ઘણા મનુષ્યો એમ ધારે છે, કે બ્રહ્મચર્યનું પાલન થઇ શકવું અસંભવિત છે. આ પણ તેમની ભૂલ જ છે. નિશ્ચયથી સર્વ કંઇ થઈ શકે છે. દૃઢ અને બળવાન્ નિશ્ચયને કંઇ જ અશક્ય નથી. ઘણાએ આજીવનપર્યંત બ્રહ્મચર્યનું પાલન કર્યું છે. તે પ્રમાણે આજે પણ દૃઢ નિશ્ચયવાળા પુરુષો યથેચ્છ બ્રહ્મચર્યને પાળી શકે છે. આ જગત્માં કંઈ જ અશક્ય નથી.

અપરિગ્રહની સિદ્ધિ થતાં યોગીને પોતાના સંબંધના ભૂત તથા ભવિષ્યત્ વૃત્તાંતનું જ્ઞાન થાય છે. આ પ્રમાણે થવાથી તેને જન્મમરણના ફેરામાં ભમવાનો પણ કંટાળો આવે છે અને તેથી સાધનમાં અધિક પ્રીતિવાળો થાય છે અને વર્તમાન જીવનમાં કૃતકૃત્ય થઇ રહે છે. કારણ કે તે જુએ છે કે પૂર્વ જન્મોમાં તેની અમુક અમુક સ્થિતિ હતી, અને હવે પછી અમુક સ્થિતિ થશે, જેથી તે પરતંત્રપણે ભવાટવિમાં ભમવાનું ન પસંદ કરતાં યોગબળ

વડે કર્મનો જય કરે છે, અને સમાધિપર્યંત પહોંચીને જીવન્મુક્ત થઇ રહે છે.

શૌચની સિદ્ધિ થતાં પોતાના શરીરવિષે તિરસ્કાર ઉત્પન્ન થાય છે, જુગુપ્સા ઉપજે છે તથા બીજાની સાથેનો સંસર્ગ છુટી જાય છે. સાધક શરીરની શુદ્ધિ સાવધાનતાથી રાખે છે અને દીર્ઘ સમય તેમ કરવા છતાં પણ તેને સમજાય છે, કે સ્વભાવથી જ શરીર અશુચિ છે. કારણ જ્યાંસુધી તેને શુચિ રાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યાંસુધી જ તે શુચિ રહે છે. જ્યાં તે પ્રમાણે કરવાનું છોડી દીધું કે તે અશુચિ થઈ રહે છે. વળી સ્વભાવથી જ તે અશુચિ છે.

શરીર જેમાંથી ઉત્પન્ન થાય છે, એવાં શુક્રશોણિત પણ અશુચિ છે. જે ગર્ભસ્થાનમાં તેમનું સંમેલન થઇને તે ગર્ભનું પોષણ થાય છે તે સ્થાન પણ અશુચિ છે. શરીરની અંદર રહેલા મળ, મૂત્ર, શ્લેષ્મ, પ્રસ્વેદ વગેરે પદાર્થો પણ અશુચિ છે. અર્થાત્ શરીર સ્વભાવથી જ આવા અશુચિ પદાર્થોને પ્રકટાવનાર છે. વળી શરીરમાં રહેલા રુધિર, માંસ, મેદ, મજ્જા અસ્થિ વગેરે પદાર્થો પણ અશુચિ છે. આ પ્રમાણે આ શરીર અનેક અશુચિ પદાર્થોથી ભરેલું જણાય છે, વળી શરીરમાંથી પ્રાણ નીકળી જતાં તે અશુચિ થઇ રહે છે. આ પ્રમાણે હોવાથી સાધકને તેના ઉપર તિરસ્કાર ઉપજે છે, તેની જુગુપ્સા થાય છે, અને તેનો શરીરસંબંધનો મોહ સ્વાભાવિકરીતે જ છુટી જાય છે.

અને તે જ પ્રમાણે અન્યનાં શરીરો પણ અશુચિ હોવાથી તેમની સાથેનો સંસર્ગ પણ તેનો છુટી જાય છે. જેને જીવો અત્યંત સુંદર અને મોહક શરીરો ધારે છે તે શરીરો પણ ઉપર જણાવ્યા પ્રમાણે સ્વભાવથી અશુચિ છે, એવું સાધકને ભાન થાય છે, અને તેથી અન્ય જેમ મોહ અને ભ્રમથી તેમના પ્રતિ તણાય છે તેમ તે તણાતો નથી, પણ તેનો મોહ શમી જાય છે. તે જાણે છે, કે આ શરીરમાં જે સુંદરતા જણાય છે તે શરીરની નથી, પણ તેના પૃષ્ઠ ભાગમાં રહેલા આત્માની છે. શરીરને તો થોડા દિવસ શુદ્ધ કર્યા વિના રહેવા દેવામાં આવે તો તે ગંધાઇ ઉઠે છે; અને આત્માથી છુટું પડતાં પણ તે વિકૃત અને દુર્ગંધમય થઈ રહે છે. જેથી જે સૌંદર્ય વા મોહકપણું છે, તે શરીરનું નથી. પણ આત્માનું છે, એમ

સાધકને શૌચવ્રતની સિદ્ધિ થતાં જણાય છે, અને તે પ્રમાણે થતાં તેનો દેહાધ્યાસ, શિથિલ થવા માંડે છે, અને તેનામાં આત્મબુદ્ધિ જાગ્રત્ થાય છે, આંતરબાહ્ય શૌચનું પાલન કરનારને જ પરિણામે અનુભવજન્ય આ વૃત્તિ પ્રકટે છે, અન્યને તે પ્રકટતી નથી, અને આ વૃત્તિ પ્રકટવી, એ શૌચવ્રતનું સામાન્ય ફળ નથી.

આથી પણ શૌચની સ્થિરતા થવાથી સાધકને અધિક લાભ થાય છે. શૌચની સ્થિરતા થવાથી તે ઉપરાંત સત્ત્વની શુદ્ધિ થાય છે, પ્રસન્નતા પ્રકટે છે, એકાગ્રતા થાય છે, અને ઇંદ્રિયોનો જય થઇને આત્મસાક્ષાત્કારની યોગ્યતા આવે છે.

બાહ્યઆંતર શૌચવ્રતનું પાલન કરવાથી અંતઃકરણમાં રહેલા રજતમ દોષો ન્યૂન થાય છે અને સત્વદ્રવ્યની વૃદ્ધિ થાય છે; શરીરમાં અહંબુદ્ધિ કરીને શરીરના સુખોપભોગને માટે જે વૃત્તિઓ ચંચલ થઇને બહિર્ બહિર્ ધાવન કરતી હતી, તે સત્ત્વની અભિવૃદ્ધિ થવાથી સ્વાભાવિકરીતે જ એકાગ્ર થાય છે, અને એકાગ્રતા થવાથી પ્રસન્નતા પ્રકટે છે. સાધકની એકાગ્રતાજન્ય પ્રસન્નતા કદી નષ્ટ થતી નથી, અને તેનો આનંદ હમેશાં બન્યો રહે છે. સર્વ સ્થિતિમાં તે પ્રસન્ન રહે છે, એકાગ્રતા થવાથી ઇંદ્રિયોનો જય થાય છે. સત્વની અભિવૃદ્ધિ થવાથી, તથા દેહાધ્યાસ ન્યૂન થવાથી અને પ્રસન્નતા પ્રકટવાથી સ્વાભાવિકરીતે જ ઇંદ્રિયોનો જય થાય છે. વૃત્તિઓનો નિરોધ એ જ એકાગ્રતા છે, અને તે થતાં ઇંદ્રિયોનો જય એની મેળે જ થઇ રહે છે. એકાગ્રતા પ્રાપ્ત થવાથી મનમાં સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાનું સામર્થ્ય આવે છે અને તે આત્માનો સાક્ષાત્કાર કરવાને યોગ થઇ રહે છે. મન નિશ્ચલ થતાં સાધક આ શરીર, ઇંદ્રિયો તથા મનથી પર રહેલા આત્માને જોઇ શકે છે, તેનો અનુભવ કરી શકે છે, આ સર્વથી ન્યારો તે આત્મા તે હું છું એ પ્રમાણેનો અનુભવ કરે છે.

શરીરની બાહ્યશુદ્ધિથી આરંભી મનની આંતરશુદ્ધિપર્યંત પહોંચતાં કેવું મહાન્ ફળ થાય છે તે આપણે જોયું ? ઢેડ ભંગીને અડકવાથી શી હાનિ છે, જાજરૂ જઇ આવીને સ્નાન કરવાની શી જરૂર છે, ઢેડ કે મુસલમાનનું રાંધેલું ખાવાને શી અડચણ છે, તેને કંઇ ધર્મનો બાધ આવતો નથી, ગમે તે પદાર્થ ખાવાને શી અડ-

ચણ્યુ છે, એ વગેરે કહીને પોતાને આર્યધર્મ કે સનાતન ધર્મનું સ્વરૂપ કે રહસ્ય સમજે છે એમ બોલનાર મનુષ્યો કેટલા મંદબુદ્ધિ છે. આર્યધર્મ કે સનાતન ધર્મના સ્વરૂપના કે રહસ્યના કેટલા અજ્ઞાન છે, તથા શૌચવ્રતના મહિમાથી કેટલા અપરિચિત છે, તે સહજ સ્પષ્ટ થાય છે, શૌચવ્રતનું યથાર્થ પાલન થતાં કેવું મહાન્ ફલ પ્રકટે છે, તે આપણે અત્ર જોયું છે, જેથી બુદ્ધિમાને આવા મૂર્ખ લોકોના કહેવાપ્રતિ લક્ષ આપવાનું નથી તથા વ્યામોહને વશ થવાનું નથી, એ જ સાવધાનતા રાખવાની છે.

( અપૂર્ણ. )

जगन्नाथ.

॥ ॐ श्रीं ॥

# कीर्तनो.

---

## प्रणमन.

પદ ૧. ( પુનઃ પુનઃ પ્રણતિ કરીએ, એ લય. )

અમૃતનયન સુખઘન, ભગવન્ ! પ્રણમન, કીજે સ્વીકાર.
અનવધિ કરુણાગાર, છો આપ જ સર્વાધાર,
નિજપદદાતા પરમ ઉદાર, ધ્યાતાને કરો ધ્યેયાકાર; અમૃત૦
આપતણા ચરણે સુકુમાર, શિર ધરનાર ખુએ ભવભાર; અમૃત૦
આપ શરણને જે નરનાર, પામ્યાં તેનો બેડો પાર; અમૃત૦
કેવલ આપ સ્મરણ કરનાર, તેનો (પણ) ક્રમમોક્ષે અધિકાર. અમૃત૦
આપ રૂપમાં ચિત્ત પ્રોનાર, તે તો આપ સદશ થાનાર; અમૃત૦
ઇચ્છામાત્ર કરી સંહાર, કેવલ વદીએ જયજયકાર; અમૃત૦
નૃહરિ આપ છો સહુનો સાર, શ્રેયસ્સાધકપ્રાણાધાર; અમૃત૦

---

## प्रभुथी प्रीति बांधवा जीवने उपदेश.

પદ ૨. ( આંખવિના અંધારૂં રે, એ લય. )

બાંધ પ્રભુથી પ્રીતલડી રે, બંધુ ! આજે, બાંધ પ્રભુથી પ્રીતલડી.
વિષયો જોવાના મૂકી, નાથના ચરણે ઝુકી,
મેળવ પ્રભુઆંખડીથી આંખલડી રે; બંધુ૦

મમતા જગની છોડી દે, મનમતિ પ્રભુમાં જોડી દે,
પલટી જીવનની કિલષ્ટ રીતલડી રે; બંધુ૦

દુઃખવીશ ના કાચાં તારાં, કરી કરીને વિષયલવારા,
વહાલાસહ કર કંઇ કંઇ વાતલડી રે; બંધુ૦

નાથથી બાંધી નાતો, કરવામાં તેમની વાતો,
વીતાવજે નિત્ય તું દિન—રાતલડી રે; બંધુ૦

નરહરિસદ્દગુરુને પામી, જીવપદ નિજ સહજે ડાંમી,
સાર્થક કર ઝટપટ તુજ જાતલડી રે; બંધુ૦

શ્રી ज० देवी.

## ते ज्ञान शा कामनुं ?

પદ. ૩ ગઝલ.

જે જ્ઞાનથી ના દુઃખ ગયું તે જ્ઞાન કહો શા કામનું ?
જે જ્ઞાનથી ધાર્યું ન મળ્યું સુખ, જ્ઞાન તે શા કામનું ?
જે જ્ઞાન ઉપજાવી શકયું ના, અંતરે બળ ત્યાગનું,
જે જ્ઞાન માયાથી ન છોડવી, શકતું તે શા કામનું ?
જે જ્ઞાન ના ક્ષાલન કરે કોઇ ઇતરના અજ્ઞાનનું ?
સ્વામિત્વ સર્વઉપર ન પ્રકટે, જ્ઞાન તે શા કામનું ?
જેનાથી પર ને નિજવિષે વધતું ન બળ ઉત્સાહનું,
ભુલવી ન શકતું વ્યતીતને તે જ્ઞાન કહો શા કામનું ?
જેનાથી દર્શન થાય નહિ અંતર્વિષે નિજ ધામનું,
જે ધ્યાનને સુદૃઢ ન કરતું, જ્ઞાન તે શા કામનું ?
જે ભાન અંતર્માં કરાવે ના સતત આનન્દનું,
આપત્તિમાં રક્ષણ કરે નહિ, જ્ઞાન તે શા કામનું ?
ચૈતન્યરૂપ કરી શકે નહિ, જેહ જડકેરૂં અણુ,
તે જ્ઞાન નથી કંઇ કામનું, તે જ્ઞાન નથી કંઇ કામનું.

## अंतर्मुखताकाले सहाय अर्पवा श्रीसद्गुरुने याचना.

પદ ૪. ( બ્રહ્મગુહામાં યોગિ ચાલજો રે, એ લય. )

અભ્યન્તરે સંગે આવજો રે, ગુરો ! અભ્યન્તરે સંગે આવજો.
ક્યાંથી જવું સાથે લેવું શું પ્રવાસમાં,
આગળથી સઘળું સમજાવજો રે; ગુરો૦
વિકટ માર્ગ અંધારે ઉરમાં ઉતરાય ના,
પકડી અંગુલિને ચલાવજો રે; ગુરો૦
ભયાનક હિંસ્ર પ્રાણી મળતાં ઘણાં ત્યાં,
આપકળે મુજવડે મરાવજો રે; ગુરો૦

વાસનાની જાલ થાય નિર્બીજ એવું,
અગન્યાસ્ત્ર હુંવડે મૂકાવજો રે; ગુરો૦
દુર્ભેદ્ય દુર્ગ અષ્ટપુરિનો છે લોહનો,
આપ યુક્તિ આપીને ભેદાવજો રે; ગુરો૦
પરિણામે દુર્ગપતિ અને ગુરો ! આપના,–
સ્વરૂપનો અભેદ ત્યાં લહાવજો રે; ગુરો૦
સાધક હું સ્વામિ બનું આપના પ્રતાપથી,
પૃથક્ અભિમાન મુજ વિલાવજો રે; ગુરો૦

**प्रमीलाबहेन.**

---

## सहस्रारमां इष्टदर्शन करती वृत्तिना बुद्धिमति उद्गार.

પદ ૫. ( કહ ગયો વો દિલજાની, એ લય. )
ઓ રહ્યા પેલા વિહારી, સાહેલી જો ! જો !
ગગનઅટારીએ રહીને હસતા,
નેત્રમાં કેવી છે ખુમારી: સાહેલી૦
એનું નચાવ્યું ત્રિભુવન નાચે,
ભુરકી ભરી છે જેમાં ભારી; સાહેલી૦
પ્યાલી રસામૃત કરમાં ઝાલી,
સંજીવન જે દેનારી; સાહેલી૦
જેના દર્શનસ્પર્શથી જીવની,
જનિમૃતિ સદ્ય જનારી; સાહેલી૦
જેની શક્તિ પરને નિજમય—
કરવામાં બહુ ભારી; સાહેલી૦
એમને જોતાં જો ! જો ! મતિ ભાન ભૂલી,
શમતી ત્યાં એકતા ધારી; સાહેલી૦

**श्री ज० देवी.**

## आभिलषणीय स्थिति.

પદ ૬. (ધન્ય દિવસ આ, ધન્ય ઘડી આ. એ લય.)
ઇષ્ટસ્મરણમાં, ઇષ્ટસ્વરૂપમાં, મારૂં અખંડિત રમજો ચિત્ત,
શુદ્ધ સત્વમય બની ક્ષણક્ષણ પણ, તત્ત્વવિષે થઈ રહેજો સ્થિત; ઇષ્ટ૦
દૃશ્ય તથા અદૃશ્ય સકલની, વાસનામાત્રથી થઇ અતીત,
સહજ સ્વભાવે નિજાનન્દને, સ્પષ્ટ અનુભવતું રહો નિત્ય; ઇષ્ટ૦
બન્ધનકારક વિવિધ વિષયના, સંકલ્પોથી થઈ રહિત,
સર્વથી પાર પ્રવેશી ઠરો મન ! જ્યાં નથી કાંઇ વિહિત—અવિહિત; ઇષ્ટ૦
વૃત્તિબહિર્મુખતાકાલે પણ ઉઠતું રહો ઉર સ્વરૂપસંગીત,
દીસે દૃષ્ટિએ ભલે વ્યતિકર, વૃત્તિ કરો ત્યાં સ્વરૂપ પ્રતીત; ઇષ્ટ
ભાન ઉઠે તો ઉઠે તત્ત્વનું, જે હોયે અનુભવગર્ભિત,
ઉપેન્દ્રચિતિમાં અખંડ ખેલું, સદાનું મારૂં એ ઇચ્છિત; ઇષ્ટ૦

---

## कृतघ्नीप्रति श्रीइष्टनी निःसीम करुणा प्रवर्तती जोइ प्रकटता भावोद्गार.

પદ ૭. ( જ્યારે રહું હું સ્વરૂપ વિચારી, એ લય. )
અનવધિ કરુણા વિશ્વવિહારિ ! અમપ્રતિ પ્રસરી રહી છે તારી,
સ્વલ્પાંશે પણ જોઇ ન શકતી, મન્દ મતિ આ નાથ ! અમારી; અન૦
અવનતિમાં જાતાં અટકાવે, ઉન્નતિક્રમમાં સદા ચઢાવે,
વિહિતાવિહિતનું ભાન કરાવે, ક્ષણ ક્ષણ અમ રક્ષણ કરનારી; અન૦
લીધા જગના વિધ વિધ ભોગો, પણ તેના સ્પર્શે નહિ રોગો,
જ્ઞાનૌષધનો ઉપાય મોઘો, દીધો જેથી ન થાય ખુવારી; અન૦
ઉન્મત્ત જ્યારે અમ મતિ થાતી, કૃતઘ્નની કૃતિ પ્રભુ ! થઇ જાતી,
પણ હિત સાધો રહી નિત્ય સાથી, અમને ન મૂક્યા કદી વિસારી; અન૦
સાધકદોષની કરી ઉપેક્ષા, ભક્તિની પણ રાખી ન અપેક્ષા,
કરુણાદૃષ્ટિથી કર્મની રેખા,—વિપરીત પલટી સહજ સુધારી, અન૦
અગણિત ગુણને ગાય શું વાણી, બુદ્ધિ પણ શકતી ના નાણી,
માત્ર નૃહરિ ! જયજય વદી તાણી,
હળી મળી ગાઇએ તુજ બલિહારી; અન૦

**શ્રી ઞ૦ દેવી.**

---

## शरीरमां व्यापी रहेलो श्याम.

પદ ૮. ( જો ! જો ! સખિ ! આ રહ્યો પેલો, એ લય. )

શોધો છો આમતેમ શાને, છે શ્યામ તો વસેલો શરીરે.
નાનાવિધ રૂપથી નાનાવિધ સ્થાનમાં,
ખેલે એ માનવ–મન્દિરે; છે૦
રમ્ય અને અસ્ખલિત ગતિએ એ નાચે,
સઉના શરીરમાં સમીરે[1]; છે૦
જીવનતત્ત્વકેરૂં રૂપ ધારી એ ખેલતો,
તનુમાં સર્વત્ર રક્તનીરે[2]; છે૦
છુપાઇ જતો સઉની દૃષ્ટિને–ચુકવી,
તનુમાં કદમતરુમાં[3] ધીરે; છે૦
વિવિધ રમ્ય ઓરડાને છોડીને છાનો,
પાછળ જઇને એ બેસી રે'[4]; છે૦
ખેલે એ સૌથી નીચેના પ્રદેશમાં,
એ જ વળી ગાજે જઇ શિરે[5]; છે૦
ભાળી શકાયે તો ભાળજો ઓ ભાવિકો !
આપના અંતર ને બહિરે; છે૦

---

## तत्त्वज्ञोने.

પદ ૯. ( ઇષ્ટનામ વહાલ નિત્ય૦ એ લય. )

ના જણાય વિશ્વ બ્રહ્મના વિચારમાં જો,
જુએ તત્ત્વ નિરાકાર ને સાકારમાં જો; ના૦
કંઇ ન પ્રિયાપ્રિય તત્ત્વે રમનારમાં જો,
આગ્રહ નિગ્રહ ન તત્ત્વજ્ઞના આચારમાં જો; ના૦
જવું આવવું ન બ્રહ્મમાં શમનારમાં જો,
થતી ન કૃતિ, ન ઉઠે સંકલ્પ વિકારમાં જો; ના૦
વૃત્તિ ઉતરે કાર્ય કરવાને વ્યવહારમાં જો,
થતી ન દૃશ્યાસક્ત કદી જઈ અવિચારમાં જો; ના૦

---

૧ પ્રાણરૂપે. ૨ લોહીમાં. ૩ ષટ્ચક્રમાં. ૪ પંચકોશને છોડીને તેની પાર. ૫ મુર્ધામાં શબ્દબ્રહ્મરૂપે.

ડુબે સહજે સહજે તત્ત્વપારાવારમાં જો,
શાંતિ શાશ્વતી એ અનુભવે અવતારમાં જો; નાo
ધન્ય જીવન એવા મહાત્માનાં સંસારમાં જો,
તરી સહાય કરે અન્યના ઉદ્ધારમાં જો; નાo

**શ્રી જo દેવી.**

---

## તત્ત્વાંજનનો પ્રભાવ.

પદ ૧૦. ( તનુ આ મંદિર વિશ્વનાથનું રે હાં. એ લય. )

આહા ! આ તે શી લહું ચમત્કૃતિ રે હાં હાં હાં,
જેથી કંઇ અવનવું જણાય, મારી આંખમાં,
એવાં આંજણુ તે કોણે આંજીયાં રે હાં હાં હાં-
મોટું જણાતું મને વિશ્વ આરે હાં હાં હાં,
હાવે તો નાનું દેખાય; મારીo
હું મને જે સ્વલ્પ સમો ભાસતો રે હાં હાં હાં,
આજે અનલ્પ તે લહાય; મારીo
જેને હું જડસમાન જાણુતો રે હાં હાં હાં;
તેમાં તો ચૈતન્ય છલકાય; મારીo
બહારનું દેખાતું સત્ય માનતો રે હાં હાં હાં,
આજ તે અસત્ય પ્રતીત થાય; મારીo
જાણુતો હું અન્યમાં શમાયલો રે હાં હાં હાં,
ખરી રીતે હુંમાં સહુ શમાય; મારીo
બ્રહ્મ, જેને સહુથી પૃથક્ મેં ગણ્યું રે હાં હાં હાં,
તે તો સહુમાં સભર ભળાય; મારીo
કલ્પિત ને મિથ્યા જેને મેં લહ્યું રે હાં હાં હાં,
આજ તે પ્રકટ અનુભવાય; મારીo
સત્ય ને સાક્ષાત્ જેને ન્યાળતો રે હાં હાં હાં,
જાણું ન તે આજ ક્યાં વિલાય; મારીo
અંતર્ બહિર્ મારી દૃષ્ટિને રે હાં હાં હાં,
છે નહિ અદૃશ્ય હવે કાંય; મારીo
એવાં આંજણુના આંજનારનો રે હાં હાં હાં,
મહિમા સ્વયમ્ભૂ અતિ ગાય; મારીo

## ભેદબુદ્ધિ ત્યજવા પ્રબોધ.

પદ ૧૧. ( છોડી દે આ ઉદાસી, એ લય. )

છોડી દે ભેદબુદ્ધિ,
કરીને તુજ આંતરશુદ્ધિ રે; છોડી દે૦
સ્વપર ભેદ તુજમાં છે ત્યાં લગી, નથી જીવત્વનિવૃત્તિ રે; છોડી૦
હુંમાં મમતા સેવી રાખ્યે, સંકુચિત થતી વૃત્તિ રે; છોડી૦
ભેદબુદ્ધિથી જ્ઞાનહાનિ થતી, પામે અવિદ્યા વૃદ્ધિ રે: છોડી૦
ભેદબુદ્ધિ ટળતાં પોતાની, થતી આ વિશ્વસમૃદ્ધિ રે; છોડી૦
અભેદમાં મતિ પૂર્ણ સ્થાપીને, પામતું સત્ય પ્રસિદ્ધિ રે; છોડી૦
અભેદજ્ઞાન ગુરુકળથી ગ્રહી, મેળવ સમગ્ર સિદ્ધિ રે; છોડી૦

---

## अभिमानीनुं मनप्रति कथन.

પદ ૧૨. ( તારા અંતરબહિર વિસ્તર્યું, એ લય. )

ચાલો દેહમાં, ગેહમાં, અણુલહ્યું, જે રહ્યું, ગુપ્ત જોવા મન મારા !
સાથે સંચરીએ પ્રવાસમાં આજે, પહોંચીએ જેથી સત્વારા.
નાસે જો માર્ગમાં કદી અંધકાર,
અટકીશું પણ ન લગાર,
બનશું અધિક શાંતિ ભોગવનારા, ફરીથી આગળ વધનારા; ચાલો૦
મળશે વિપત્તિ તો મારીશું લાત,
વધશું આગળ રહી સાથ,
યત્નબળે વિઘ્નબળ હરનારા,—બની, વળી જશું માર્ગે ન્યારા; ચાલો૦
મધ્યે થશે દૈવી સિદ્ધિનો યોગ,
ભોગવશું તેના ન ભોગ,
તેને ત્યજી થશું આગળ જનારા, લેવા સુખો અણધાર્યા; ચાલો૦
આનંદે કરતા પ્રભુ ગુણગાન,
ધરીને ઉંડું ઉંડું ધ્યાન,
થઇશું ત્યાં સહજે શમાવી દેનારા, ચિન્તન-પ્રાણની ધારા; ચાલો૦

અંતરતમ જે પ્રદેશ ગણાય,
જ્યાં નિવસે જગરાય;
ત્યાં વસી સ્વરૂપદર્શન ફળ સારાં, થઈશું અનુભવનારાં; ચાલો૦
**શ્રી જ૦ દેવી.**

---

## નાભિસિન્ધુમાં અવગાહન કરવા ઘોતન.

પદ ૧૩. ( ચાલો ચાલો સખિ ! જમનાજીમાં, એ લય. )
ચાલો, ચાલો, બંધુ–ભગિનિ ! ચાલો, મંગલ સ્નાનાર્થે,
સર્વાંશે દૈવી સ્નાને શુદ્ધિ કરીએ, નિઃશેષ શ્રેયાર્થે.
સ્થાન નથી એ પર્વતે, પણ નિજ નાભિમાંહ્ય,
અગાધ ચૈતન્યોદધિ, અખંડ ત્યાં રેલાય,
અમૃતકૂપ કહી જેને યોગી, પ્રા......ર્થે ; ચાલો૦
સમગ્ર સંસ્કારોતણું, ક્ષાલન કરતો તેહ,
સહજે જીવને શિવરૂપે, પલટે નિઃસંદેહ,
મુક્તપણે તેમાં કરીએ નિમજ્જન, સ્વા......ર્થે ; ચાલો૦
જુઓ, જુઓ, આ નાભિના, મધ્યતણો અવકાશ,
ચિતિસિન્ધુ જ્યાં કરી રહ્યો, પ્રશાન્ત દિવ્ય વિલાસ,
આજ અહો ! એમાં કરીએ વિહાર, સુખા...ર્થે ; ચાલો૦

---

## ઉપાસિકાની શ્રી ઇષ્ટપ્રતિ વિજ્ઞપ્તિ.

પદ ૧૪. ( આવોને શ્યામરે, મારે તમારું૦ એ લય. )
ઓ હૈયાહાર રે, આવો મંદિરીયે શાની વાર છે,
તમને સત્કારવાની સઘળી સામગ્રીઓ,
મારા અંતરીયામાં તૈયાર છે; ઓ૦
ઇન્દ્રિયસાહેલી મારી, તમને વધાવવાને,
આતુરતા ધારી ઉભી દ્વાર છે; ઓ૦
અંતર્ગત ભાગે મારી વૃત્તિઓ તમને પૂજવા,
તત્પર થઇ આજે અપાર છે; ઓ૦
મારા મનડાએ મારા હૈડામાં જ્ઞાનદીપક,

પ્રકટાવી કીધો ઝળકાર છે; ઓ૦
પંચકોષોનો પણ મેં કચરો કઢાવ્યો છે,
આપને કંટક નહિ નડનાર છે; ઓ૦
અનાહતડંકાઓ વગાડાવા માંડ્યા છે,
આપને પ્રિય જેના રણકાર છે; ઓ૦
અહંકારરૂપી મારૂં સર્વસ્વ આપ ચરણે,
આજે સર્વાંશે શમનાર છે; ઓ૦
આપ પધારો હાવે વિજ્ઞપ્તિ મારી એ,
બીજા કશાની ન વાર છે; ઓ૦
વ્યાકુલ થઇ છું દેવા સમગ્ર હું આપ પ્રભુને,
આવી સ્વીકારો એ સ્તુતિસાર છે; ઓ૦

શ્રી ज० देवी.

---

## व्यवहारस्थित साधकनुं व्यवहारसेवननी साथे करवा योग्य कर्तव्य.

પદ ૬૫. ( તીવ્રેચ્છા સુખ સાધન, એ લય. )

કરીને ગુરુપ્રતિ પ્રણમન, પૂછ્યું પ્રીતેઃ હે ભગવન્ !
એવું શું સાધું સાધન, જેથી ન નડે જગબંધન.
સ્મિત કરી વદ્યા દિવ્ય વચન, કંઇ નહિ કરીશ પણ ક્ષણ ક્ષણ,
જો કરીશ પ્રભુનું ચિંતન, થાશે સંસ્કારોચ્છેદન.
વૃત્તિ જ્યાં પ્રભુજપ જપતી, સંકલ્પશ્રેણી ઝટ ત્રુટતી,
તે ચિત્તસ્થૈર્ય અનુભવતી, વિષયથી ખંડિત થતી રહેતી,
જો ઘડી ઘડી અંતર ઉઠે ઇષ્ટસ્મરણ,
તો વ્યવહારે પણ રહે સમાહિત મન; કરીને૦
હરતાં ફરતાં વ્યવહારે, પળ પળ સાધી મન ઠારે,—
જો પ્રભુમાં વારેવારે, તો બળવૃદ્ધિ થતી ભારે,
જેમ બેડું લઇ સ્ત્રી નિર્ભય કરે ગમન;
તેમ વ્યવહારે કર પ્રભુમાં મનનું શમન; કરીને૦
એક ચિંતન કરી રહે જેવું, ઝટ અંતર્મુખ થઇ રહેવું,

ગુરુમંત્રસ્મરણ કરી લેવું, પછી અન્ય ચિંતને વહેવું,
આમ કર્યે વિષયચિંતનધારાખંડન,
થઇ જશે શિથિલ જગ સંસ્કારનું ગ્રથન; કરીને૦
આ ક્રમને નિત્ય વધારી; થાજે તું શુભ સંસ્કારી,
પછી ભલે રહે વ્યવહારી, પણ ઉન્નતિ થાશે તારી,
વિણ ત્યજ્યે ભુવન, ભૂષણ કે અન્ન, વસન,
તું સહજ સ્વભાવે કરીશ પ્રભુદર્શન; કરીને૦

प्रमीलाबहेन.

---

## कर्तव्यविमुख साधकोने चेतवणी.

પદ ૬૬. ( આલિંગી નાથ આજે, એ લય. )

સુભાગી ચેતો આજે, આ વ્યર્થ જીવન જાય છે,
આ વ્યર્થ જીવન જાય છે, આયુષ્ય ઓછું થાય છે; સુભાગી૦
ન જાણવાનું જાણ્યું, ન માણવાનું માણ્યું,
ને મેળવ્યું કશું હાથ ખાલી દેખાય છે; સુભાગી૦
અગાધ સિન્ધુમાંહિ, આ નાવ આડું જાયે,
કીનારે લાવો એને જે મધ્ય ઝોલાં ખાય છે; સુભાગી૦
કોહીનૂર કંઠે, બાંધ્યો છે નીલકંઠે,
મર્કટસમ આપણાથી તોડી નંખાય છે; સુભાગી૦
સર્વ ઈશે દીધું, પણ આપણે ન લીધું,
સ્પર્શમણિ મૂકી મન કાચે લોભાય છે; સુભાગી૦
જ્યાં સુધી છે શુદ્ધિ, ને જાગ્રત્ છે બુદ્ધિ,
ત્યાં સુધી છે હાથે ઉપાય જો ચેતાય છે; સુભાગી૦
ચેતી હજુ સાધો—સાધન પ્રભુ આરાધો,
મળશે સર્વ પાછું, બાજી ફરી મંડાય છે; સુભાગી૦
નૃહરિરૂપ ધ્યાઈ, નિજ સ્વરૂપમાંહિ,
શમવું આપણું એ કર્તવ્ય ભવમાંહ્ય છે; સુભાગી૦

श्री ज० देवी.

## सर्वथी अधिक प्रमाणमां आनंदमां रहेवानो हक मनुष्यने छे.

પદ ૧૭. ( આ શા દેવળ સ્થળ સ્થળ દીસે, એ લય. )

જડ આ હસતું, ચેતન હસતું, હસતું વિશ્વ આ રે,
હસતું વિશ્વ આ રે, વિલસતાં હાસ્ય શાં રે; જડ૦
પાર્થિવ અણુ હસતાં એમ ધારી, ક્રિયાશક્તિરૂપ અમને સ્વીકારી,
અમમાં ચૈતન્યાંશો ચેષ્ટાર્થે વસ્યાં રે,... વિલસતાં૦
જીવન–પોષકબલ છે નિજમાં, એવું લહીને જલીય અણુ આ,
પ્રવાહરૂપ ધરી હસતાં વહેતાં ધસમસ્યાં રે; વિલસતાં૦
તૈજસ્ અણુઓ પોતાનામાં, જ્ઞાનશક્તિને અનુભવતામાં,
નિજ મુખને તેજોમય હાસ્યવડે રસ્યાં રે; વિલસતાં૦
પ્રાણશક્તિ નિજમાંહિ લહીને, વાયુતણું અણુ જયાં ત્યાં વહીને,
રહે અખંડિત વિશ્વે એ તો ઉલ્લસ્યાં રે; વિલસતાં૦
રક્ષકરૂપ–આધારરૂપ જે, એવાં આ આકાશઅણુ છે,
શક્તિ વાવરી હસતાં વિશ્વે નિવસ્યાં રે; વિલસતાં૦
ચેતન તો આનન્દ સ્વભાવે, સઉમાં રહીને હસે હસાવે,
એનાં મુખ રહે અખંડ હાસ્યે વિકસ્યાં રે; વિલસતાં૦
સઉથી અધિક માનવી ! તું વિશ્વે, તુંજમાં તો એ બધુંય દીસે,
તું તો નિર્ભય બની નિશદિન કરજે હસ્યા રે; વિલસતાં૦

---

## सर्वस्वभोगे हरिस्मरण करवा बोध.

પદ. ૧૮ ( આ દુનીયા છે જાદુની માયા, એ લય. )

જીવન ધન્ય જો હરિને ભજાયા,
અન્ય સકલની છોડી માયા,
મનના મલિન વિકાર ત્યજાયા–ત્યજાયા; જો હરિને૦

સત્ય સત્ય સમજીને જગના સુખપાછળ બહુ દોડયાં,
પ્રભુપ્રાપ્તિનાં સાધન મનમતિ, તેને તેમાં જોડયાં,
આખર દશ્યસુખો પડછાયા–પડછાયા; જો હરિ ન ભજાયા.

સંસારની આસક્તિ અંતર, બાહિર જ્ઞાનની વાતો,
એવા મિથ્યાડંબરથી ઓ સાધક ! રહે શરમાતો,

છાડ રે છાડ ભોગો, રોગ ગણાયા—ગણાયા; જો હરિ ન ભજાયા.
ઇન્દ્રજાલ આ તુચ્છકારી દે, મનપર અંકુશ લાવી,
પ્રભુઅર્થે તનમનધનજીવન, દે તું જરૂર લુંટાવી,
સુખ તને શાશ્વત મળશે સવાયાં—સવાયાં; જો હરિને ભજાયા.

---

## ઇષ્ટવિરહદગ્ધ વૃત્તિના વિરહાલાપ.

પદ. ૧૯ ( ચિતિદરીયે ગળી જાજે, એ લય. )

કારી કટારી મારી, વિરહની, કારી કટારી મારી,
ગયા કયાં એ મુજ જીવનવારિ ! વિરહની૦
સ્વપ્ને મેં ધાર્યું નહોતું કે, આવી દશા થશે મારી,
દયાલુ જાણી તમપાછળ થઇ, ગાંડીઘેલી આ નારી; વિરહની૦
રહી ન વહાલા ! ઘર કે ઘાટની, સર્વ રીતે હું હારી,
આપના સુખનો સ્વાદ લીધા પછી, ગમતું ન જગ દુઃખકારી; વિ૦
અકથ્ય રીતે ઉર ચીરનારી, વિરહની વેદના ભારી,
તમ દર્શનઔષધવિણુ બીજા, કશાથી ના શમનારી; વિરહની૦
એવાં શાં પ્રારબ્ધ નડયાં જે, વહાલે મને વિસારી,
એવાં શાં કર્મો કરૂં જે ફરી, મેળવે દૃષ્ટિ તમારી; વિરહની૦
સહજ કૃપા જો માત્ર કરો તો, મારી વ્યથા ટળનારી,
હરિ ! હરિ ! પ્રભુની વિરહવ્યથાસમ, અન્ય વ્યથા ન થનારી; વિ૦

**શ્રી જ૦ દેવી.**

---

## ધ્યાનકાલે ઇષ્ટસાથે સરૂપતા અનુભવનાર અભિમાનીના ઉદ્ગાર,

પદ ૨૦. ( મુજ વાત ચમત્કૃતિની શી કહું; એ લય. )

એક સમયે બેઠો ધ્યાનિ થઇ, ધ્યેયસ્થિત દેશે વૃત્તિ વહી,
ક્રમથી ત્યાં ઓગળતી એ ગઇ, હુંપણાનું ભાન વિસારી અહો !
સહસા મુજને ત્યાં ભૂલી ગયો, એ અદેશે હતો—ન હતો હું થયો,
એ સ્થિતિમાં કેટલો કાળ વહ્યો, (તે) કલ્પી ન શકી સ્મૃતિ મારી અહો !
જ્યાં કંઇ કહેતાં પણ કંઈ ન હતું, ત્યાં અણુચિંત્યું રૂપ થયું છતું,

એ અકથ્ય રીતે મુજમન હરતું, અને રસભરી દ્રષ્ટિ પ્રસારી અહો !
અતિ દિવ્યરૂપે ઇષ્ટ જ પ્રકટ્યા, ક્ષણ—એક્ષણ અટક્યા—ના અટક્યા,
ત્યાં (તો) પ્રેમથકી મુજને ભેટ્યા, વહ્યાં નેત્રથી હર્ષનાં વારિ અહો !
મેં પુનઃ પ્રભુ સંમુખ જોયા, સહજે મુજ આવરણો ધોયાં,
સુસ્થિર નયનો મુજપ્રતિ પ્રેર્યાં, મુજમાં નિજરૂપ ઉતારી અહો !
સહસા મેં જોયું મારાપ્રતિ હું તો ચકિત થયો જોઈ મારી સ્થિતિ,
કરી ઇષ્ટરૂપે મારી પ્રતીતિ, મુજઉપર ગયા પ્રભુ વારી અહો !
પ્રભુસરખાં નેત્ર થયાં મારાં, વર્ષાવે અભય-અમૃતધારા,
મુજ વચન બન્યાં પ્રભુસમ પ્યારાં, દે પરની અશાન્તિ નિવારી અહો !
મુજ હાવભાવ પ્રભુરૂપ થયા, આકૃતિ, લક્ષણ પલટાઇ ગયાં,
પ્રભુસમ મેં મુજ ઐશ્વર્ય લહ્યાં, જેની અદ્દભુતતા ભારી અહો !
પ્રભુસરખું મુજ સર્વાંગ થયું. મુજ ઉર પ્રભુઉરસમ થઇ ગયું,
મુજમાં મેં પ્રભુનું ભાન લહ્યું, એ ઐક્ય અતિ સુખકારી અહો !
હું તે પ્રભુ કે પ્રભુ તે હું છું, પ્રભુનું તે મુજ કે મુજ પ્રભુનું,
એમ મુજ અંતરને હું પૂછું, અવનવી આ સ્થિતિ વિચારી અહો !
આ વિધિ અનુભવ જ્યાં કરી રહ્યો, ત્યાં બાહ્યભેદ મેં પુનઃ લહ્યો.
પણ અંતરથી નવ ભેદ થયો, પ્રભુકેરી અકલકલ ન્યારી અહો !

---

## કરુણાકાંક્ષિણી વૃત્તિની હૃદયસ્થ ઈશને પ્રાર્થના.

પદ ૨૧. ( અંજલિએ અમૃત પીધું રે,—એ લય. )

આંગણીએ આવી હું પ્યાસી રે,
પાન કરવો નાથ, કરુણાપાન કરાવો નાથ;
કરઅંજલિએ અવિનાશિ રે, પાન૦
જોયાં નદી નાળાં બહુ, શુષ્ક જગતની માંહ્ય,
મીઠા જલની અંજલિ, પણ પામી નહિ ક્યાંય;
થઈ તૃષિત અતિ પછી ત્રાસી રે; પાન૦
કંઇ કંઇ માનવમન્દિરે, લેવા ગઈ ધરી આશ,
મલિન જલ જોતાં ફરી, છીપી ન મારી પ્યાસ,
અંતરમાં બેઠી વિમાસી રે; પાન૦
એવામાં અણુચિંતવ્યા, સ્મરણે આવ્યા આપ,

પુલકિતભાવે વેગથી, ચાલી હરવા તાપ;
આવી તમ ચરણે દાસી રે; પાન૦
શ્રી વૈભવપતિ આપ છો, સર્વ સુખાધિષ્ઠાન,
એ યાચું ન પણ યાચું છું, માત્ર કૃપાજલપાન;
કરો તૃપ્ત ઓ અંતર્વાસિ ! રે;
પાન કરાવી નાથ ! કરુણાપાન કરાવી નાથ !

શ્રી જા૦ દેવી.

## अंतरात्माने अभ्यथर्ना.

પદ ૨૨. ગઝલ.

આત્મન્ ! સ્ફુરાવ તું સ્ફુરણ કંઇ કંઇ દિવ્ય મારા અંતરે.
આત્મન્ ! વિવેક જગાડ સત્યાસત્યનો મુજ અંતરે.
આત્મન્ ! પ્રતિભા પ્રખર જાગ્રત્ કર તું મારા અંતરે,
આત્મન્ ! સુદૃઢ ને શુદ્ધ પ્રજ્ઞા ઝગમગાવ તું અંતરે.
આત્મન્ ! પ્રકટ કર જે રહ્યું અજ્ઞાત મારા અંતરે;
આત્મન્ ! પરમ આનન્દ તું રેલાવ મુજ બહિરંતરે.
આત્મન્ ! સ્વરૂપ તુજ શુદ્ધ જે છે સર્વ કોશથી અંતરે,
આત્મન્ ! મને ત્યાં સ્થિર કરી, કરજે અભિન્ન તું અંતરે.
આત્મન્ ! રહે તું ગૂઢ ને વળી ગુપ્ત મારા અંતરે,
આત્મન્ ! થજે તું પ્રકટ, કાં મુજને નિકટ લે અંતરે.
આત્મન્ ! પ્રકટ કર સર્વ સામર્થ્યો હવે મુજ અંતરે,
આત્મન્ ! તુંમાં હું ને હુંમાં તું, અનુભવાવ એ અંતરે.

શ્રી જા૦ દેવી.

## मंत्रचैतन्य प्रकटाववा साधकप्रति उपदेशवचन.

પદ ૨૩ ( અંતરરે, અહાહા ! એ લય. )

તુંમાં, કેટલું સાધી સાધન, ઝગમગાવ્યું તેં મંત્રચૈતન્ય ?
ચાખ્યું સુખ શું અનુભવજન્ય, કરી આન્તરોપાસન અનન્યરે ? તુંમાં૦
જોજે વિચારી તેં મંત્રદીક્ષા લીધે, કેટલાં વીત્યાં વર્ષ,
મંત્ર જપ્યો વૃથા, મંત્રની દેવતા–સાથ ન પામ્યો જો સ્પર્શરે; તુંમાં૦

લૌકિક સંપત્તિ છો તું વધારે, ચઢવી વ્યાજનાં વ્યાજ,
મંત્રસંપત્તિનાં વ્યાજ ચઢયાં ન તો, જાણેજે સઘળું તારાજરે; તુમ
ઘડી અધઘડી પાટલે બેસી જપ જપ્યે, જાગે ન મંત્રચૈતન્ય,
અહોનિશ ધારા અખંડિત ઉર વહે, પરિત્યજી ચિન્તન અન્યરે; તુંમાં૦
ખાતાં પીતાં ઉંઘતાં વ્યવહારે, જેમ વહે તુંમાં પ્રાણ,
તેમ ઉરે જપ વહે જા અખંડ તો, જાગશે ચૈતન્ય જાણરે; તુંમાં૦
મંત્રના નાદથી ઘુમરાશે તારાં, મન મતિ બુદ્ધિને ચિત્ત,
રણકી ઉઠે જ્યારે અણુઅણુ તારાં, તવ થશે સિદ્ધ ખચીતરે; તુંમાં૦
મંત્ર સાથે ઓતપ્રોત બની તું, જોડાજે ધ્યેયની સાથ,
મંત્ર અને ધ્યેયવિણ તારામાંહિ, લાવ ન બીજી વાતરે: તુંમાં૦
ભૂલી જજે પછી મંત્રને પણ તું, કેવલ થા ધ્યેયાકાર,
તે જ ક્ષણે જાગશે મંત્રચૈતન્ય, કરતું તને તદાકારરે; તુંમાં૦

---

## ब्रह्मदृष्टि थतां सर्व ब्रह्ममय जणाय छे.

પદ ૨૪. ( મારૂં સુખ ન કહ્યું જાય, એ લય. )

મને લાગે છે એક, બ્રહ્મ ને બ્રહ્માંડ બ્રહ્મદષ્ટિએ,
થયો હ્રાસ ભ્રમનો છેક, ભેદ નથી વ્યષ્ટિ કે સમષ્ટિએ.
ખાંડતણાં રમકડાં જુદાં જુદાં, ખાંડરૂપે પણ એક,
તેમ બ્રહ્મ–પ્રકૃતિ,
સ્વરૂપથી જૂદાં નથી,
એનો કો કરે વિવેક; બ્રહ્મ૦
બ્રહ્મદષ્ટિ જ્યાં લગી નથી સ્ફુરી, ત્યાં લગી દીસે દ્વૈત,
બ્રહ્મભાન જાગતાં,
ભેદભાવ ભાગતાં,
દીસે બ્રહ્મમય દરેક; બ્રહ્મ૦
સત્ય બ્રહ્મદષ્ટિથી આ એકતા, થતી જે કાલે સિદ્ધ,
ઉર પ્રશાંત થઇ રહે,
સર્વ બ્રહ્મમય લહે,
શમે એકમાં અનેક; બ્રહ્મ૦

श्री ज० देवी.

---

## ब्रह्मानुभवनुं अगम्य स्वरूप.

પદ ૨૫ ( બ્રહ્માંડ રમણિક વિસ્તર્યું, એ લય, )

બ્રહ્માંડભરમાં સભર હું, ન હુંવિણ અવર કાંઈ,
હું સહુમાં, સર્વ મુજમાંહિ.
જ્યાં હું સકલ ત્યાં, હું ન જ્યાં ત્યાં કાંઈ છે નાહિ,
અહા ! હું હું સકલમાંહિ.
મુજ દિવ્ય દ્યુતિમય રશ્મિજાલે અનંત રહ્યું છાઇ,
મુજ સ્વભાવે કરી ઉદ્‌ભવે ત્યાં જીવન સુખદાયી; અહા !૦
હું રંગરૂપ બની, હું મુજ હસ્તે પીંછી રહાઇ,
મુજ પીઠપર બ્રહ્માંડચિત્ર રચું કદી ક્યાંહિ; અહા !૦
વસ્તુતઃ નથી કાંઈ, હું પણ રહ્યો કલ્પાઈ.
આ અટપટું, છે એ જ મારૂં સ્વરૂપ, ચિરસ્થાયી; અહા !૦

---

## शान्तिमां शमन.

પદ. ૨૬ ( દશદિશ શાંતિ કેવી છવાઇ, એ લય. )

પૂર્ણ સુખાનુભૂતિસહિત, શમજો શાન્તિમાં,
થઇ દુઃખદ જીવત્વરહિત, રમજો શાન્તિમાં.
ભુલીને જગનું સર્વ વ્યતીત,
લહીને નાથ સન્નિહિત; શમજો શાન્તિમાં.
પ્રભુસ્વરૂપે રમાડી ચિત્ત,
મુખ ને મનથી કરતાં સ્મિત, શમજો શાન્તિમાં.
ઉરથી ઉવેખી સર્વ અનિત્ય,
કરીને વૃત્તિ અંતર્હિત; શમજો શાન્તિમાં.
લહી આનંદ ઉર અમિત,
ચાવા અપરિમિત અભીત; શમજો શાન્તિમાં.
સ્વરૂપે અહં કરી વિગલિત,
અનુભવવા નૃહરિસચ્ચિત્‌; .. શમજો શાન્તિમાં.